૭૮૬

# તુર્કી જાસુસ

એક ખુની બદમાશના સાહસ કર્મોથી ભરપુર
રસપૂર્ણ ડીટેકટીવ વાર્તા.



—લેખક:—

સુલેમાન એચ. [illegible] સાહેબજી.
મુ. [illegible].



પ્રગટ કર્તા
કાગળી મહમુદમીયાં એન્ડ એમ. બુકસેલર્સ
એન્ડ પબ્લીશર્સ.
ટાવર રોડ અલાયાની વાડી સામે-સુરત.





છાપનાર:—ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.
શ્રી "અનાવિલ બંધુ" પ્રિન્ટીંગ પ્રેસ. બરાનપુરી ભાગળ;
ભાજીવાળી પોળ-સુરત.

ઇ. સ. ૧૯૩૦ } કીંમત આઠ આના. { પ્રથમાવૃત્તિ
સં. સ. ૧૯૮૬ } { પ્રત ૨૦૦૦

૧૫૫૫૯

# છપેગી  ચંદ મુદ્દતમે  છપેગી

## ઉર્દુ ઝબાન ઔર ગુજરાતી હર્ફ

જીસ્કો આજતક કીસી ઉર્દુ મુસન્નીફને ન લીખી હો એસી સલીસ (હલકી) ઉર્દુ ઝબાનમેં લીખનેકી કોશિશ કી ગઇ હય.

મામુલીસે મામુલી ઔર કમતીસે કમતી ઉર્દુ જાનને વાલાભી ઇસ કહાનીકો આસાનીસે પળ સકેગા. બલ્કે એક બચ્ચાભી ઇસ્કો પળકર કીતને દરજજે તક સમજ સકેગા. કહાની કયા હય? એક નસિહતોંકા ખઝાના હય. કહાની કૈસી હય? સખ્તસે સખ્ત દીલવાલાભી મોમ બન જાએ, તળપ જાએ બલ્કે કીતની ઘળીયોંકે લીએ સુન્ન પળ જાએ. ગુઝારીશ કયા હય? ફક્ત એક વક્ત છપને કે બાદ મંગવાઓ ઔર દેખો કે ઉસ્મે કયા ખઝાના ભરા હય.

નામ કયા હય?

# અબ્દુલ રશીદ.


મીલનેકા પતા:—

કાગઝી મહમુદ એન્ડ એમ બુકસેલર્સ

એન્ડ પબ્લિશર્સ.

અલાયેકી બાળીકે સામને ટાવર રોડ—સુરત.

# તુર્કી જાસુસ.

## પ્રકરણ ૧ લું.

### "પિતાનું તેડું"



સાંજના સમયે નીકળતી મસ્તાની પવનની લહેરો સુર્યને છેતરવા પહાડો- માંથી આવી રહી હતી અને જ્યારે તેઓએ જોયું કે હવે સુર્ય ખરેખરજ નમી રહ્યો છે ત્યારે તેઓ પોતાની કારકિર્દીને વધારે રસમય બનાવવાના હેતુથી સાથે સાથે કામદેવને પણ લેતી આવી. હવે તેઓનું તો પુછવુંજ શું ? તરતજ પોતાના કામબાણો અનેક નરનારીઓ પર ફેંકવા શરૂ કરી દીધા જેમાંનો એકતો આપણી વાર્તાના મુખ્ય નાયકનેજ આવી લાગ્યો કે જેનું નામ અનવર બેગ હતું.

ખાસ તુર્કી ખુનથી જન્મ પામેલો અનવર દેખાવડા ઉંચા બાંધાનો સુંદર મુખાકૃતીવાળો ગૌરવર્ણ ખુબસુરત

નવજવાન હતો અને જોકે ઉમ્મરમાં બાવિસથી વધુ વર્ષો તેણે પસાર કર્યાં ન હતાં છતાં ચ્હેરાની વિશાળતા કપાળની ભવ્યતા અને આંખોની ચંચળતા વિગેરે સુચવી રહ્યાં હતાં કે તે સ્વભાવમાં અત્યારથીજ કોઇ ઠરેલ બુધ્ધીવાળાની બરાબરી કરે એવો છે.

જો કે કામદેવે નાનપણમાંજ તેના હૃદયપર પોતાનું તીર અજમાવ્યું હતું છતાં આજે જે તીર તેને વાગ્યું તે ઘણુંજ કાતિલ અને જોખિલું હતું જેથી કોલેજમાંથી છુટતાંજ ચેન ન પડતા પોતાની માશુક પર ચીઠ્ઠી મોકલી હોસ્ટલ (બહાર ગામના વિદ્યાર્થીઓને રહેવાની જગા)માં જઇ ચોપડા મુકી આવ્યા વગર સીધોજ પશ્ચિમ તરફના નાના બગીચામાં જઇ પહોંચ્યો અને આ વખતે તે બાગના એક ખુણામાં મુકેલા બાંકડા પર બેસી ઘણીજ બેચેનીથી વારંવાર બગીચા બહાર પોતાની હૃદયેશ્વરીની ગાડીની વાર જોઇ રહ્યા હતો.

દરેક પળ અહીં વર્ષો સમાન ગુજરે છે.
પ્રભૂ હવે તો દયા ખા અમારી હાલત પર.

વહેલામાં મોડું આજે અનવરની પ્રાણેશ્વરીને રોજ કરતાં પણ મોડું થઇ ગયું હતુ જેમ જેમ સુર્ય મંદ થતો તેમ તેમ અનવર પણ ઝાંખો પડતો ચાલ્યો અને હવે થોડીજવાર હતી કે સુર્ય પોતાને સમુદ્રના મુખમાં અમુક કલાકો માટે નાખી દેતો કે એકાએક એક મોટર બગીચાના બારણા

સામે આવી ઉભી અને તેમાંથી એક અતી ખુબસુરત ગોરારંગની ચંચળ નયનોવાળી નાજુક પણ યુરોપીયન ડ્રેસમાં સજ્જ થએલી રમણી ઉતરી અનવર તરફ વધી.

જો કે તેની ઉમ્મર સોળ કરતાં ઓછી ન હોય એમ તેના દેખાવ પરથી કળી શકાતું પણ હજુ તેનામાંથી તે બચપણાના ઉછાછળા અને અટકચાળા નખરા જવા પામ્યા ન હતા. નાદાની સુચક કદમોમાં તે અનવર તરફ વધી અનવરની નજર તેના પર પડી પણ તરતજ અનવરે કોણ જાણે તેના મુખપર કયા પ્રકારની ઉદાસી જોઇ કે હજુ તે પાસે પણ ન આવવા પામી હતી કે તે બોલી પડયો.

" કેમ ઝુબેદા આજે ઉદાસ? મોડું કેમ થયું? મોટરમાં કેમ આવવું પડયું!

"મોટરમાં તો આજે મોડું થએલું હોવાથી આવી. પણ મોડું થવાનું અને ઉદાસ થવાનું કારણ આ પત્ર છે."

એમ કહી ઝુબેદાએ અનવરના હાથમાં એક પત્ર મૂકતા કહ્યું "પિતાશ્રીનો કાગળ છે અને તેનો જવાબ લખવામાં મોડું થયું."

"પણ છઠે દીવસે તો તેં તેમને કાગળ લખી જણાવી દીધું હતું કે "તું પરિક્ષામાં પાસ થઇ ગઇ છે." ને વળી બીજું શું પૂછવા માંગે છે?"

"તેનીજ તો આ મહોકાણ છે તમે વાંચી તો જુઓ."

અનવરે કાગળ વાંચવા માંડયું

"નુર ચશ્મ ઝુબેદા.

મને આ સાંભળી ઘણી ખુશાલી થઇ કે તું આ કલાસ પણ પાસ કરી ગઇ છે. પણ હવે તારા મતલબ જેટલું શિક્ષણ તને મળી ચુકેલું હોવાથી આ કાગળ જોઇ ત્રણ ચાર દીવસમાં કૉલેજ છોડી અહીં આવી જા. અનવરને કહેજે કે હીંમત બાંધી ભણતો રહે હું પુરતી મદદ પહોંચાડતો રહીશ અને વધુ ચાહશે તો તે પણ મોકલીશ.

લી. તારો હેતાળુ પિતા હુસેનબેગ."

ઝુબેદાના પિતા હુસેનબેગનું આ પ્રમાણેનું કાગળ આવેલું જોઇ અનવર બેગના હોશ કોશ ઉડી ગયા. ચહેરાનો રંગ ફીકાશ મારી ગયો અને મોં પર હવાઇઓ ઉડવા લાગી.

અનવર બેગ જો કે ઝુબેદાના પિતા એટલે હુસેન બેગના બગીચાના એક ગરીબ પણ જુના માલીનો છોકરો હતો છતાં તેની ખુબસુરતી હુશીઆરી અકકલમંદી અને કામકુશળતા પર અતિશય મોહ પામી હુસેન બેગે તેને પોતાના ધર્મપુત્ર તરીકે ઉછેર્યો હતો.

અનવરનો પિતા માળી યુસુફ બિચારો પોતાના છેલ્લા દીવસો હુસેન બેગના બગીચાની દેખરેખ કરી ગુજારતો હતો. અને તેને જે કંઇ દુઃખ હતું તે એટલુંજ કે તે પોતે ગરીબ હોવાના કારણે પોતાના એક આવા સદગુણ અને

હોશિયાર છોકરાને મતલબ જેટલું ભણાવવાની શક્તિ ધરાવતો ન હતો.

પણ ગરીબ યુસુફનો આ સંતાપ વધારે વાર રહેવા પામ્યો નહી અને તેના શેઠ હુસેન બેગે અનવરને પોતાના પાળક પુત્ર તરીકે. માની તેની ફક્ત કેળવણીજ નહી બલ્કે તેના તમામ પોષણનો ભાર પોતાને માથે લઈ. ઝુબેદાને મોકલ્યાના એકજ વર્ષ બાદ તેને પણ કોનિયા શહેરની કોલેજમાં ભણવા માટે મોકલી દીધો હતો. જ્યાં ઝુબેદા છોકરીઓની અને અનવર છોકરાઓની કોલેજમાં જુદા જુદા ભણતા હતા પણ પ્રેમ ગાંઠો નાનપણથીજ બંધાઇ ચુકેલી હોવાથી રોજ સાંજે કોલેજથી છુટયા બાદ તેઓ આજ બગીચામાં આવી એક બીજાથી મળતા.

પણ આહ કુદરત કદી પણ કોઈને એક સરખી રીતે સુખી રહેવા દેતી નથી, તે કોઇને પણ હંમેશ એકજ હાલતમાં જોઇ શકતી નથી. અને તે સદા કોઇને ઘરથી કોઇને દોલતથી કોઇને માતપિતાથી તો કોઇને પ્રિયતમાંથી છુટા કરવામાંજ રાજી રહે છે.

આદાનથી આવેલા ઝુબેદાના પિતાના પત્રે તેના હૃદય પર દુ:ખનો ડુંગર ઢાળી પાડયો. તે ગમે તેવો શુરો બહાદુર હતો છતાં આ સમયે તે એક કાયર નામર્દ માફક નિરાશ તથા બેચેન થઇ ગયો વિચાર કરવા લાગ્યો કે "જો ઝુબેદા જશે તો મારૂં શું થશે ? આદાન કંઇ નજીક

નથી કે જેથી અઠવાડીઆ કે મહીનામાં પણ તેની મુલાકાત લઇ શકીશ ? હાય ! મારા પુરા અભ્યાસને ઓછામાં ઓછા છ વર્ષ લાગશે, હાય હું ત્યાં સુધી કેવી રીતે જીવી શકીશ ?" છેવટે તેની છાતી ઉભરાઇ આવી અને એકદમ કાયર થઇ ઝુબેદા પ્રત્યે બોલ્યો.

"ઝુબેદા...ગમે તે થાય પણ હવે હું તને છોડવાનો નથી, ઓહ મારા સુખ દુઃખની જીવન મુર્તી હવે હું તારૂં સ્થાન પળ માટે પણ મારા હૃદય મંદીરમાંથી ખસેડી શકનાર નથી ગમે તેમ થાય અને ગમે તેવી આફત મારી ઉપર આવે પણ હવે હું તારો વિયોગ અને તે પણ આટલી લાંબી મુદત માટે સહન કરી શકીશ નહીં,

ઝુબેદા તો પહેલાથીજ તેના કરતા વધારે દુઃખી થઇ ચુકી હતી કોલેજમાંથી છુટ્યાબાદ જ્યારે હૉસ્ટલમાં તેને પત્ર મળ્યો ત્યારથીજ તે રડી રડીને અધમુઇ થઈ ચુકી હતી અને જયારે અનવરની પણ આ હાલત જોઈ તો તેનાથી ન રહેવાયું અને બોલી ઉઠી.

"અને શું વહાલા હું જીવી શકુ છું ? અરે હું તો આદાન પહોંચતા પહેલા જો તમે સાથે ન હોવ તો ટ્રેનમાંથી કુદી પડું અને આ આત્માને આપણા પ્રેમ પર કુરબાન કરી દુનિયાને જણાવી આપુ કે સાચો પ્રેમ તે કોનું નામ ?"

"તો શું ઝુબેદા તુ મને સાથે લઇ જવા માંગે છે ?" અનવરે આશ્ચર્ય પામતા કહ્યું

"હા"

"એટલે"

"એટલે તમે પણ કોલેજ છોડી દો"

"પણ ભણવાનું બાકી છે તેનુ કેમ ?"

,,હાં તો ભલે રહો"

એટલું કહી ઝુબેદા ગુસ્સામાં ઉભી થઇ ગઈ પણ તરતજ અનવરે હાથ પકડી લઈ કહ્યું

"ઝુબેદા તું મારી મતલબ સમજી શકી નહી"

"એટલે ?"

"એટલે, હું એમ કહેવા માગું છું કે પિતાશ્રીને શું જવાબ આપીશ"

"તે માટે તમારામાં પુરી લાયકાત છે. તમે ચાહો તો એ વાતને તમે બનાવી શકો છો."

"પણ મને સુખી કરવાની તેઓની આશા નાશ પામી જશે તેનું કેમ ?"

"હા તો હું પણ તેજ કહું છું ને ? કે તમે સુખી થજો અને હું આપઘાત કરીશ"

અનવરે દુખી હાસ્ય કરતાં કહ્યું.

"પ્રીય આમ શું વારંવાર બોલો છો ? ચાલો ભલે હું પણ તમારી સાથેજ આવીશ ભલે ગમે તે થાય ભારે નહીં તો હલકી નોકરી કરીશ પિતાનો વિચાર મને બેરીસ્ટર બનાવવાનો હતો,"

"પણ તમને તો ડીટેકટીવનો શોખ વધારે છે!"

ભોળી ઝુબેદા તરત ભોળે પણે બોલી ઉઠી અને અનવર પણ થોડીવાર પૂર્વે જાણે કંઇજ રીસારીસ થઈ ન હોય તેમ હસી પડયો અને બંને વાતચીતમાં પડી ગયા કેટલીક વાર પછી પરમ દીવસે સ'વારની ગાડીમાં ઉપડવાનો નિશ્ચય કરી બંને છુટા પડયા .

## પ્રકરણ ૨ જું.

### "હુસેનબેગની મુંઝવણ"



દક્ષિણ એશિયા માઇનરની તળેટીમાં આવેલું આદાન શહેર ટરપીનટાઇનના કારખાના અને લાકડાના જંગલોને લીધે અમારી વાર્તાના સમયમાં વધારે પ્રખ્યાત હતું. ઝુબેદાનો પિતા આ શહેરમાં 'ધી ગ્રેટ ટીંબર સપલાઇંગ કંપની' ના માલીક અને એક લક્ષાધીપતી અમીર તરીકે પોતાની જીંદગી ગુજારતો હતો.

આદાનમાં તે જે બંગલામાં રહેતો હતો તેની આસપાસ એક સુંદર અને વિશાળ બગીચો તેણે બંધાવ્યો હતો જેમાં જાતજાતના પુલો અને ઉમદા ઉમદા મેવાઓના ઝાડોનો ઘણો સારો સંગ્રહ કરવામાં આવ્યો હતો. અને અનવરનો પિતા આ બગીચામાં મુખ્ય માળી તરીકે કામ કરતો હતો.

હુસેન બેગે પૈસેટકે આહાન શહેરના બીજાં જમીનદારો કરતાં વધારે શ્રેષ્ઠ હોવાના અને સ્વભાવે મળતીયા હોવાને કારણે શહેરમાં સારી આબરૂ મેળવી હતી. પણ તેને એક દુ:ખ ભારે હતું અને તે એકે ઓલાદમાં ફકત તેને એકજ છોકરી ઝુબેદા નામક હતી.

પોતાના બાગનો એક જુનામાં જુનો માળી યુસુફ કે જે હાલમાં તે બગીચાના માલીક માફક હતો. હુસેન બેગ પોતે પણ તેને માનની નજરે જોતો. તેના એક પુત્ર અનવર તરફ તેને કુદરતી પ્રેમ થઇ ગયો હતો અને અનવર પણ હંમેશ બંગલામાંજ આવી તેની પુત્રી ઝુબેદા સાથે રમતો હતો. અને જેમ જેમ ઝુબેદા અને અનવર વચ્ચે ગાઢ મિત્રાચારી બંધાતી ગઇ તેમ તેમ હુસેન બેગની પ્રીતી પણ અનવર તરફ વધવા લાગી. છેવટે અનવર હુસેનબેગના માનીતા પુત્ર તરીકે થઇ પડયો.

હવે મુંઝવણ ફકત એટલીજ હતી કે અનવર યુસુફનો એકનો એક પુત્ર હતો અને તે સિવાય તેની ખુબસુરતી અને મીઠાં ગુણો પણ એવાં હતાં કે યુસુફ પણ તેને પુરા પ્રેમથી ચાહતો હતો જેથી હુસેન બેગ તેને માટે જે કંઇ કરવા ચાહતો તે તેના પિતાને પુછયા વગર કરી શકતો નહી અને એજ કારણ હતું કે હુસેન બેગ અનવર ને ઝુબેદા બંનેને સાથેજ કોનિયા ભણવા માટે મોકલી શકયો નહી. કારણ કે ગરીબ માણસના વિચારો પણ ગરીબજ હોય છે જેથી માળી યુસુફ કદી

પણ પોતાના છોકરાને પોતાની નજરેથી દુર કરવા ચાહતો નહતો અને જયારે હુસેન બેગ તેને પોતાના વિચારો જણાવતો ત્યારે તે એમજ કહેતો કે "શેઠ મુજ આંધળાની તે એકજ લાકડી છે કે જેને આધારે હું આ દુનીયામાં જીવી રહયો છું. તે મારી નજરો સામે રહેશે તો હંમેશ તેને જોઇને હું સુખી રહી શકીશ." જેથી હુસેન બેગ લાચાર થઇ જતો.

છેવટે એક દીવસે એટલે જુબેદાને કોનિયા મોકલી દેવાના એક વર્ષ બાદ તેણે ફરી માળી યુસુફને બોલાવીને પુરી સમજ પાડી કે "જુઓ જેમ તમારો એકનો એક છોકરો છે તેમ મારી પણ એકની એકજ છોકરી છે. છતાં માબાપની ખરી ફરજ તો એ છે કે તેઓ પોતાનું સુખ ન જુએ પણ પોતાની ઓલાદનું ભવિષ્યનું સુખ જુએ અથવા તેઓને સુખી કરવાની કોશેષ કરે. મારો વિચાર છે કે જો અનવર જેવા ચાલાક અને બુદ્ધીશાળી છોકરાને અત્યારથીજ ભણાવવામાં આવે તો તે આગળ જતાં કોઇ સારો ઉચ્ચ માણસ નીવડે એ સંભવિત છે."

આખરે ઘણીજ આનાકાની બાદ ડોસા યુસુફે તે વાત કબુલ કરી લીધી અને હુસેન બેગે તેને કોનિયા ભણવા માટે મોકલી દીધો.

આજે તે નાનપણના બંને મિત્રો મિત્રતાની હદ ઓળંગી એક પગથીયું ઉપર એટલે પ્રેમીઓના પગથીઆ ઉપર ઉભેલા

હતા. તો પણ એના અર્થ એ નહી કે તેઓ આજકાલના સામાન્ય પ્રેમીઓ માફક હતા.....નહીં; બલ્કે તેઓનો પ્રેમ શુદ્ધ અને કોઈ પણ જાતના કલંક વગરનો હતો.

ગયા પ્રકરણમાં અમે કહી ગયા પ્રમાણે તેઓ બને ત્રીજે દીવસે કોનિયાગી સ્કુલ છોડીને આજે સંવારેજ આદાનમાં આવી પહોંચ્યા હતા. અનવર માટે જે થવાનું હતું તે થયુંજ. એટલે જ્યારે હુસેન બેગે અનવરને પોતાની નિરાશાઓ વચ્ચે જરૂરતથી ઓછું ભણીને આવેલો, જોયો તો તેના ખેદનો પાર રહયો નહી. પણ મન સાથે વિચાર કરી બેસી રહયો કે "નિચ તે નિચ, તે કદી ઉચ્ચ થનાર નથી"

પણ સાં...વાંચક આના અર્થ એ નહી કરે કે અનવર ખરેખરજ નિચ હતો, નહી બલ્કે અમારે કહેવું જોઇએ કે તેના ખૂનમાં ખાનદાની ખુન ભેળવાએલું હતું તેની માતા એક ઉંચા ખાનદાનની પુત્રી હતી, જો કે તે હાલતની ગરીબ હતી પણ ઇજ્જતની ખાનદાની હતી.

ગમે તેમ હો પણ અનવર એક ઉંચા વિચારોનો ગરીબ પણ સદગૃહસ્થ હતો. બપોર સુધી તો હુસેનબેગ ખુનના ઘુટડા પીતો રહ્યો. પણ છેવટે ચેન ન પડયું અને વિચાર આવ્યો કે "બોલાવીને પુછી તો જોઉં કે તે શા કારણથી સ્કુલ છોડી આવ્યો ? "

આ વિચારના આવતાજ નોકરોને મોકલી અનવરને

બોલાવી મંગાવ્યો.

અનવર તો સઘળા જવાબો ગોખીનેજ આવેલો હતો જેથી જ્યારે હુસેનબેગે પૂછ્યું કે,

"અનવર તું આમ સ્કુલ છોડી આવ્યો તો તેનું કંઈ કારણ પણ હોવું જોઇએ ને ?"

અનવરે તરત કહી દીધું "પિતાશ્રી મને પહેલાથીજ ત્યાં ગમતું ન હતું. અને જ્યારે તમે ઝુબેદાને બોલાવી મંગાવ્યો તો મારૂં પણ મન ત્યાંથી બિલ્કુલ ઉચકાઈ ગયું."

"તો હવે તું શું કરશે ?"

"કરીશ શું ? કોઈ સી. આઇ. ડી. ખાતામાં નોકરી રહી જઇશ"

"અરે પણ તેટલી લાયકાત તારામાં છે ?"

કેમ નહીં મને નાનપણથીજ એ વાતોનો ઘણો શોખ છે. અને મારી અનુમાન શકિત બાલ્યાવસ્થાથીજ તિવ્ર છે."

"બધી છે...." હુસેન બેગે સ્હેજ ગુસ્સો દાખવતા કહ્યું "જા તારા મનમાં આવે તેમ કર પણ યાદ રાખજે કે હું ત્યારે તને મારી મીલ્કતનો માલીક બનાવીશ કે જ્યારે તુ કોઇ ઇજ્જતદાર પુરૂષોમાં ગણાશે."

અનવર કંઇપણ જવાબ આપ્યા વગર શાંત રીતે ત્યાંથી નીકળી ચાલતો થયો.

# પ્રકરણ ૩ જું.

## "અનવરને વહેમ."



હુસેન બગના વાકયોએ જો કે અનવરને જોઇએ તેવો ઉદાસ કર્યો નહી તો પણ તેના ચ્હેરા પર કેટલેક અંશે મલિનતા પ્રસરી ગઇ. બારણા બહાર આવીને એક ઝાડ પાસે જઇ ઉભો પણ થોડીજવારમાં તેનું ધ્યાન બગીચાને બારણે આવીને ઉભેલી એક ગાડી તરફ ખેંચાયું જુએ છે તો તે ગાડીમાંથી લગભગ સાંઠેક વર્ષની ઉમ્મરનો પણ ઘણાજ કદ્રુપા અને શામળા ચ્હેરાનો એક ડોસો હાથમાં લાકડી પકડી તે ગાડીમાંથી ઉતર્યો.

વસ્રો પરથી કોઇ પૈસાદાર માણસ હોય એવો ભાસ થતો હતો. અનવર તેની તરફજ જોઇ રહ્યો હતો કે તેની પણ નજર અનવર પર પડી છતાં તરતજ નિચે ડાકું કરી અનવર સામેથી પસાર થઇ ગયો અને બારણું ખોલી બંગલામાં ઘૂસી ગયો.

જો કે તે અજાણ્યા વૃદ્ધની આ વર્તણુક અનવરને અથવા કોઇને પણ વહેમાવા જેવી ન હતી, છતાં અનવરને આ ટેવ નાનપણથીજ હતી, કે "ફલાણાએ ફલાણું કામ શા

હેતુથી કર્યું ?" અને "ફલાણાએ ફલાણી પદ્ધતિ શા મતલબે વાપરી ?" વધારામાં, જ્યારે તેણે ઇંગ્લીશ અભ્યાસ કર્યો, અને અંગ્રેજી ડીટેકટીવ વાર્તાઓ વાંચી, ત્યારથી તો તેનો આ શોખ એટલે કોઇને પણ પહેલીજ નજરમાં જોઇને ઓળખી લેવું, કોઇની વર્તણુક પર ઉંડા વિચારો કરી અમુક અનુમાનો બાંધવા, વીગેરે ઓરબી વધી ગયા. અને એજ કારણ હતું કે અત્યારે પેલા વૃદ્ધની પોતાને જોવાની રીતીએ તેને એકદમ ચમકાવી દીધો કે "આ માણસે મને આવી રીતે અચંબાની દષ્ટીએ કેમ જોયો હશે ?"

અનવર પેલા વૃદ્ધની જોવાની પદ્ધતી જોઇ ફક્ત ચમકી ગયો એટલુંજ નહી પણ તેને વિષે તેના કોઇ બદમાશ હોવાની ધારણા પણ કરી લીધી અને જ્યાં સુધી તે હુસેન બેગના બંગલામાં દાખલ થયો નહી ત્યાં સુધી જોતો રહ્યો.

છેવટે તે આમ બબડાટ કરી બગીચાને ખુણે આવેલી પોતાની કોટડી તરફ ચાલ્યો કે "હશે કોઇ પણ ! આગળ જતાં માલમ પડશે."

ધીમે પગલે પાછળ હાથ બાંધી વિચાર મગ્ન હોય તેમ અનવર ડોકું નિચે ઘાલી જઇ રહ્યો હતો કે એકાએક પાછળથી કોઇના હાથ તેની આંખો પર પડયા અને આંખ દબાઇ ગઇ. સમજી ગયો. અને બોલી ઉઠયો. "વહાલી ઝુબેદા" ઝુબેદાએ આંખ છોડી દીધી અને હસ્તા હસ્તા બોલી "કેમ શાની સમાધીમાં હતા. પેલા વૃદ્ધ પર કઇ વહેમ પડયો

એમજ ને ?"

"હા તેં કયાંથી જોયું ? તે કોણ હતો ?" અનવરે અધિરા થઇ પછયું.

"હું બારીમાં ઉભેલી હતી. અને મને ખાત્રી જ હતી કે તમે તેના પર વહેમાયા છો. જેથી પિતાને પુછી પણ આવી છું કે તે કોણ હતો ? ખાલી કોઈ ગૃહસ્થપર વહેમાઓ છો."

"વહેમાવા જેવું તેણે કર્યું તો ?"

"પણ તમે જાણો છો, કે તે કોણ છે ?"

"કોણ છે ?"

"એક તો તે ઇરેકલીનો મોટો ફુટનો વેપારી નઝીરબેગ છે. અને બીજું પિતાશ્રીનો ખાસ મિત્ર છે."

"એમ કે ?" અનવરે વાત ઉડાવી દીધી.

"પણ તમે શું ધારો છો ? વખતે તમારૂં અનુમાન ખરૂં એ પડે ! કારણક તમારી અનુમાન શક્તિ વધુ તિવ્ર છે."

"હું તો ધારૂં છું કે તે કોઇ બદમાશ છે."

"હેં બદમાશ ? આ તમે શા ઉપરથી કહો છો ?"

"એની ચાલાક આંખો પરથી, એની હીલચાલ પરથી એના વસ્ત્રોપરથી..."

"વસ્ત્રો તો ગૃહસ્થ જેવાં છે !"

"હા ને તે પણ બદમાશજ ગૃહસ્થ જેવાં છે."

"ચાલો હશે ? આપણને શું !" ઝુબેદાએ બેપરવાઇથી કહ્યું. અને બન્ને એક ખુણામાં આવેલા બાકડા પર આવી

એઠાં ધીમે ધીમે છેડછાડ શરૂ થઈ અને પ્રેમ ચેષ્ટાઓનો આરંભ થયો.



## પ્રકરણ ૪ થું

### "નઝીરની શિખામણ"




"ઓહોહો ! મિત્ર ક્યારે આવ્યા !" હુસેન બેગે નઝીરબેગને આમ અચાનક આવેલો જોઇ આશ્ચર્યતાથી પુછયું.

"હમણાનીજ ટ્રેનમાં." નઝીરે જવાબ વાળ્યો. "જરા જરૂરી કામ હતું અને આપને પણ મળવું હતું કેમ, કેમ છો ?"

વિગેરે થોડીવાર વાતચિત થયાં બાદ નઝીરે ધીમેથી શરૂ કર્યું.

"કેમ તમારાં સાહેબજાદી (પુત્રી) આવ્યાં કે ?"

"હા આવી, આજેજ સ'વારની ગાડીમાં આવી, અને સાથે મારો અનવર પણ આવ્યો છે કે જેના વખાણ મેં એક વખત તમારી આગળ કર્યા હતા.

હા હમણા દરવાજા પર તે મને દેખાયો હતો. હું સમજી તો ગયોજ હતો કે તે તેજ હોવો જોઇએ. પણ આમ અચાનક રીતે તેની ધારણા બાંધવી એ મુર્ખાઇ ભર્યું કહેવાય.

"યાર તમે તો ઘણા ઉસ્તાદ છોને કંઇ?"

"કેમ મેં તમને કહ્યું ન હતું કે હું માણસને એકજ નજરમાં ઓળખી શકું છું. તેમજ ફક્ત વર્તણુક પરથીજ જે ભવિષ્ય ભાખું તે ભાગ્યેજ નિષ્ફળ જાય, તમે અનવરના વખાણમાં કહ્યું હતું કે તેની અનુમાન શક્તિ ઘણી તિવ્ર છે. પણ હું કહું છું કે મારા અનુમાનોમાંથી આજ લગભગ સાંઠ વર્ષ થયા ભાગ્યેજ કોઇ ખોટું પડયું હશે............"

હુસેનબેગ કંઇ જવાબ આપે તે પૂર્વેજ નોકરે આવી જણાવ્યું કે "જમણ તૈયાર છે."

હુસેન નઝીરને પણ જીદ કરી પોતા સાથે જમવા લઇ ગયો. જમવાના રૂમમાં આવી નઝીરે ફરી એક ખબર આપી.

"મી. હુસેનબેગ તમે કંઇ સાંભળ્યું?"

"શું"

"પેલો યાકુબખાન હાલ 'તારસસ'માં છે."

"કયો યાકુબખાન?"

"કેમ, તમે નથી ઓળખતા? પેલો ટર્કીનો પ્રખ્યાત અઠંગ ઉઠાવગીર જેણે સમર્ના અને બ્રુસામાં પણ કાળો કે'ર વર્તાવ્યો હતો?"

"હા હા હા તો શું તે 'તારસસ'માં છે? તમે કેવી રીતે જાણ્યું?"

"હો ચારે તરફ હો હા થઇ ગઇ ને તમને કંઇ

અબરજ નથી! પરમ દીવસેજ તેણે 'તારસસ'ની એક માલદાર સ્રીનું ખૂન કરી તેના ૧૦૦૦ પૌંડની કીંમતના ઝવેરાત ઉપાડી ગયો. અને સાથે પોતાના નામની ચિઠ્ઠી પણ મુકી ગયો છે."

"એજ તો એની ખુબી છેને! કે ગુન્હો પણ પોતેજ કરે છે ને તેને ફરી પોતેજ ઉઘાડો પણ પાડે છે કે જેથી સી. આઇ. ડી. ખાતાંને વધુ તકલીફ ઉઠાવવી ન પડે!"

"હા પણ અનવર અને ઝુબેદાને તો જમવા માટે બોલાવો" નઝીરે એકાએક યાદ આવવાથી કહ્યું.

"અરે હા તેઓને તો હું ભૂલીજ ગયો!"

એટલું કહી હુસેને નોકરને આજ્ઞા કરી બંનેને બગીચામાંથી બોલાવી મંગાવ્યા.

અહીં અમારે એટલું જણાવવું પડશે કે હુસેનબેગ જો કે વૃધ્ધ અને અનુભવી બુધ્ધીનો હતો છતાં તબીયતનો ઘણો સાફ અને ભોળો હતો. તેને આજ દીવસ સુધી "ઝુબેદા અને અનવર વચ્ચે પ્રેમ ગાંઠો બંધાઇ હશે કે કેમ?" એ વિષે શંકા સુધ્ધા થઇ નહોતી. અને તે એમજ માનતો કે "તેઓ વચ્ચે ફક્ત મિત્રાચારી છે અથવા તેઓ એક બીજાને પોતાના સગાં ભાઇ બહેન તરીકે માને છે.

જો કે ત્યાં મામલો તેની ધારણા મુજબ તો હતોજ નહીં છતાં એના અર્થ એમ તો નજ કરી શકાય કે તેઓના પ્રેમ વચ્ચે કોઇ ખરાબ સંબંધ પણ ઘુસવા પામ્યો હોય.

"ઇશ્વર દરેકને દાનત તેવી બરકત આપે છે." જ્યારે હુસેન બેગનું મન તેઓ વિષે સાફ હતું ત્યારે તેઓ પણ એક બીજા માટે પવિત્રતાઇ રાખતા અને નિર્મળ હૃદયે ચાહતા. મતલબ કે "આ વખતે તેઓ કયાં છે ? કયાં નથી ?" વિગેરેની કંઇ પણ ફીકર હુસેનબેગ રાખતો નહી.

બંનેના આવ્યા બાદ હુસેનબેગે તેઓને નઝીરબેગની ઓળખાણ કરાવી અને સઘળા જમવા બેઠા.

નઝીરબેગ ઝુબેદાની ખુબસુરતી જોઇ છક્ક થઈ ગયો બલ્કે અત્યારે જો તેને પોતાના વૃદ્ધપણાનું ભાન ન હોત તો તે બેભાન થઇ જાત પણ તરત સમજી ગયો કે "એક વૃદ્ધને આવો જોશ ન જોઇએ" છતાં મોંથી એટલું તો બોલાઇજ ગયું કે "આ તમારા પુત્રી બેગમ ઝુબેદા !"

અનવર વધારે વહેમાયો ફકત તેના આજ વાકયે તેને એવી તો શંકામાં નાખી દીધો કે તે એકી ટસે પેલા સાંઠ વર્ષની ઉમ્મરના દેખાતા વૃધ્ધને ઘુરતો રહ્યો. અમને પણ આશ્ચર્ય ઉપજે છે કે અનવર શા માટે એવા એક વૃદ્ધ પુરૂષ પર વહેમાઈ રહ્યો હતો કે જેના દીવસો લગભગ ભરાઇ ચુકેલા હતા. અને પેલો વૃધ્ધ પણ શા માટે વારંવાર ઝુબેદાને ભરી નજર જોવાની કોશેશો કરી રહ્યો હતો.

આખા જમણના વખતમાં નઝીરે કંઇ લગભગ પાંચેક વખત ઝુબેદાને જોવાના પ્રયત્નો કર્યા. પણ જેવોજ તે ઝુબેદા તરફ નજર ઉંચકતો કે તરતજ અનવર તેને એવી

તો ખરાબ રીતે ઘુરવા માંડતો કે તેને ફરજીયાત નીચું ડોકું કરી લેવું પડતું. છેવટે સઘળા જમીને પરવાર્યા. ઝુબેદા ઉઠીને બે ઘડી આરામ માટે માળપર પોતાના સુવાના ઓરડામાં ચાલતી થઈ. અને અનવર પોતાની ઓરડી તરફ.

અનવરની આ વર્તણુકે નઝીર ઉપર વિચારોનો ડુંગર તોડી પાડયો. બલ્કે તે કેટલેક દરજ્જે અંદરથી તેના પર ખીજવાયોએ ખરો છેવટે તેને કંઇ સમજ ન પડવાથી આ નિર્ણય પર આવી ગયો કે "અનવરનો જરૂર ઝુબેદા સાથે કંઈક આડો સંબંધ હોવો જોઇએ." જેથી હુસેનબેગનું ધ્યાન તે તરફ ખેંચવાના હેતુથી તે બોલ્યો.

"મીત્ર હુસેનબેગ તમે મને તમારો કેવો મિત્ર ધારો છો ?"

"એક સાચા સલાહકાર અને મારા શુભેચ્છક."

તો મને કહેવા દો કે તમે તમારી છોકરી તરફ આટલી બધી બેપરવાઈ દાખવવામાં ભયંકર ભૂલ કરી રહ્યા છો.

"કેમ શું થયું ?" હુસેને આશ્ચર્ય પામતા પૂછ્યું

"ના કંઇ બન્યું નથી પણ કદાચ ભવિષ્યમાં બની જાય એ ઇચ્છવા જોગ છે."

"એટલે ?"

"એટલે મીસ ઝુબેદા અત્યારે ઉમ્મરમાં આવી પહોંચ્યાં છે. અને અનવર પર મને ભરોસો પડતો નથી. તે પણ

ભર જવાનીમાં છે."

જો કે અનવરની પવિત્રતા માટે આ સંશય અનીચ્છીત હતું. અને હુસેનને પોતાને પણ આ વાત અસંભવિત લાગી છતાં તે સારી રીતે જાણતો હતો કે નઝીર જેવા એક પહોંચેલા માણુસની સલાહ ન માનવામાં પણ સાર નથી જેથી તેણે ફક્ત એટલુંજ કહી માની લીધું.

"જો કે મારો વિચાર ઝુબેદાને અનવર સાથેજ પરણાવવાનો છે છતાં મારે તમારા જેવા એક અનુભવી મિત્રની સલાહ માનવીજ જોઇએ અને હું કાલથીજ તેઓ પર નજર રાખીશ એટલુંજ નહી પણ એક સાથે હરવા ફરવાનું પણ બંધ કરાવી દઇશ.

વિક્ષ સંતોષિ નઝીર તેના છેલ્લા વાકયોથી કેટલેક અંશે સંતોષાયો! પણ પહેલાં વાકયે તેના હૃદય પર ઇર્ષાનો તિર માર્યો અને તેનાથી બોલાઇ ગયું કે

"શું ઝુબેદાના લગ્ન અનવર સાથેજ ?....પણ....પણ."

"કહો કહો મિત્રો!" હુસેને તેને વાકય ચાવી જતા જોઇ ખુલાસો કરતા કહ્યું "તમે મારા સાચા મિત્ર છો અને તમારા કહેવાને હું જરૂર માન્ય રાખીશ."

"ના તમારા જેવો એક પ્રતિષ્ઠિત માણુસ એક માળીના છોકરાને પોતાની પુત્રી પરણાવે એ સારૂં ન દેખાય."

"હા તમારૂં કહેવું ઠીક છે પણ મેં ધાર્યું છે કે જો અનવર કોઈ સારી નોકરી પર લાગે તોજ મારે

તેને છોકરી આપવી. નહી તો નહીજ. અને મેં કંઇ આ મારો નિશ્ચય તેને કે તેના પિતાને શુદ્ધાં જણાવ્યો નથી. કદાચ તમે નહી જાણતા હોવ કે મેં તેને આટલે દુર ભણવા શા માટે મોકલ્યો હશે ! ફકત એટલાજ માટે કે તે ભણીને કોઈ સારી જગા મેળવે અને ત્યાર પછીજ હું ઝુબેદાને તેની સાથે પરણાવું. કે જેથી લોકો ટીકા કરતા અટકે નહી તો મારી પાસે ઇશ્વર કૃપાથી શી કમી હતી કે તેને ભણવા મોકલું ? મારી મીલકતપર તે સારી રીતે પોતાની જીંદગી ગુજારી શકતો હતો."

નઝીરને હવે વધારે બોલવા જેવું કંઇ બાકી રહ્યું ન હતું. થોડીવાર આમ તેમની વાતો કરી એમ કહી ચાલતો થયો.

"વારૂં આજે તો મને ઘણું કામ છે બનશે તો પરમ દીવસે એકાદ ફેરો મારી જઇશ."

---

## પ્રકરણ ૫ મું.

### " શરૂઆતની આગાહી "



એશિઆ માઇનરનો લગભગ આખો પ્રદેશ પર્વતોથી ઘેરાએલો છે. તેમાંખાસ કરીને દક્ષીણમાં એક વિશાળ અને મોટામાં મોટો પર્વત 'તૌરસ' વધારે પ્રખ્યાત છે. અને

તેની ખીણમાં આવેલા શહેરોમાંથી જથાબંધ લાકડા તથા ફ્રુટ પરદેશ ચઢાવવામાં આવે છે. તેમજ ટરપીનટાઇનના અનેક કારખાનાઓ પણ ત્યાં આવેલા છે.

હવે જ્યારે આવો આબાદ પ્રદેશ ગીચ ઝાડીઓ અને જંગલો વચ્ચે આવેલો હોય ત્યારે તેમાં ચોર લુચ્ચા લુટારૂ બદમાશો વિગેરેની વધારે વસ્તિ રહે એ પણ ઇચ્છવા જોગ છે.

અમારી વાર્તાનો જે સમય સાથે સંબંધ છે અથવા અમારી વાર્તા જે જમાના પર લખાએલી છે તે જમાનામાં આ પર્વતમાં અનેક લૂટારૂઓ તથા બદમાશો મોટી મોટી છુપી અને ભયંકર ગુફાઓમાં રહેતા. અને તેમાં ખાસ કરીને કેટલીક તો એટલી બધી ભેદી અને છુપી હતી કે વર્ષો સુધી પોલિસો તેની તપાસ કે ભાળ શુદ્ધાં કાઢી શકવામાં નિશક્ત રહેતા.

આ સમયે આ ગુફાઓમાંની એકમાં એશિઆ માઈનરનો પ્રખ્યાતમાં પ્રખ્યાત લૂટારૂ યાકુબખાન રહેતો હતો. કે જેના નામથી એશિઆ માઈનરનું બાળક બાળક વાકેફ હતું. જો કે તેની બદમાશી હદ વગરની હતી. ચોર લૂટારૂ ખુની ઉઠાવગીર ધાડપાડુ વિગેરે દરેક ધંધામાં એ કુશળ હતો છતાં "તેના માણસો ક્યાં રહે છે, અથવા તે પોતે કઇ જગામાં રહે છે ?" તેની કોઇને પણ ખબર ન હતી. ડીટેકટીવો તેની પાછળ પડયા પણ કોઈ તેને પકડી શકયું નહી કેટલાકો તો થોડા થોડા દીવસમાંજ તેના ભયંકર ખુની

ખંજરનો ભોગ બની કકડે કકડા થઈ, પેટીઓમાં બંધ થઈ પોતાના વડા ઓફીસરોને ત્યાંજ પાછા આવી પહોંચતા જો કે યાકુબખાન ઉસ્તાદમાં ઉસ્તાદ બદમાશ હતો છતાં તેની એ ટેવ સારી હતી કે તે કદી Criminal Investigation Departmemt (છુપી પોલિસના ખાતાને) વધારે તકલીફ આપતો નહી. એટલે જે જે કેસ પોતે કરતો અથવા કરાવતો તે સઘળામાં લોકોની જાણ માટે પોતાના નિશાનવાળી ચીઠ્ઠી મૂકી જતો જેથી પોલિસો જાણી લેતા કે "યાકુબખાને આ કામ કર્યું છે."

સર્વથી વધારે આશ્ચર્ય ઉપજાવનારી વાત તો એની કારકીર્દીમાં એ હતી કે એશીયા માઈનરના સંખ્યાબંધ લોકો તેને મોઢાપરથી પણ ઓળખતા લોકોનાં મોં આગળથી તે પસાર થતો. પોલિસો પાછળ પડતા પણ કોણ જાણે કઈ શક્તિથી લોકોની આંખોમાં ધૂળ નાખી તે છટકી જતો કે ફરી દીવસો સુધી તે જગ્યા પર તેનો પતો લાગતો નહી.

પોલિસો તેના નાક નકશા શુદ્ધાંથી પૂરી રીતે માહીતગાર થઈ ગયા હતા. ઉંચો બાંધો, કદાવર શરીર, ગૌરવર્ણ, એક સદગૃહસ્થ જેવો ચ્હેરો, આશરે ઉમ્મર ચાલિસની, વિગેરે સર્વ વર્ણન પોલિસો કરી શકતા પણ પકડવાની વાત આવતી તો સઘળા એક ઠંડો નિશ્વાસ નાખી હરતા ફરતા થઈ જતા.

લોકોની જાણ મુજબ તે આ સમયે 'તારસસ'માં રહેતો

હતો પણ કયા મકાનમાં તેનું રહેઠાણ હતું તે કોઈ જાણતુ ન હતું પોલિસો શોધી શોધીને એટલે સુધી શોધી શકયા કે કોઇ 'તારસસ'ના બે ફ્રુટના વેપારીઓ સાથે તેને ગાઢ મિત્રતા છે" અને આ ફ્રુટના વેપારીઓ ત્યાંના એક આલિશાન પણ કંગાલ સ્થિતિના બંગલામાં રહેતા હતા. અને તેઓના નામ કરીમખાન અને કાસિમખાન હતા.

અનેક વખત પોલિસો આ બંગલામાં યાકુબખાન ઘુસ્યો છે એમ સમજી ધસી જતા પણ તરતજ તેઓની ભારે અજાયબી વચ્ચે તેઓને માલુમ પડતું કે તેઓએ જેની પૂઠ પકડી હતી તે કાસિમખાન હતો.

આ બંગલાના માલીક તરીકે કરીમખાન અને કાસિમખાન ઘણા વર્ષોથી અહીં રહેતા હતા જેથી તે બંગલાનો ખરો માલેક કોણ છે તે કોઇ જાણતું ન હતું બલ્કે કેટલાકો તો એમજ માનતા કે તે બંને એક બીજાના ભાઇ છે. છતાં આ વખતે તે બંગલો કાસિમખાનના બંગલાના નામે વધારે પ્રખ્યાત હતો.

જો કે આ બંગલામાં વસનારા આ બંને વેપારીઓ તારસસના જાણીતા ફ્રુટ સપલાયર્સ હતા. છતાં કેટલીક વખત યાકુબખાનના તેઓના બંગલામાંથી ગૂમ થવાથી લોકો તેમને પણ બદમાશ માનતા અને પોલિસો, તો ખાસ કરીને તેઓ યાકુબખાનના મળતીઆ છે એમ ધારતા હતા. કેટલીકવાર તો ખાસ વહેમાઇ તે બંગલાની બારીકમાં

બારીક ઝડતી પણ તેઓએ લીધી એટલુંજ નહી બલ્કે તેમાં કોઈ ગુપ્ત દ્વાર કે છુપું માર્ગ છે જેમાંથી યાકુબખાન દર વખતે ગૂમ થઇ જાય છે એમ તેઓ અનુમાન પણ કરતા. ગમે તે હોય પણ આ સમયે તે બંગલો પોલિસોની ખાનગી દેખરેખ તળીએ હતો.

લગભગ બારેક વાગ્યાનો સમય હતો, બંગલાના મધ્ય હોલમાં અવ્યવસ્થિત પડેલાં ફરનીચર વચમાં એક જુના ફેશનનાં ગોળ ટેબલ પાસે કરીમખાન એક ખુરશી પર ઝોકાં ખાઇ રહ્યો હતો. દરેક ઝોકા પર ટેબલ પર મુકેલી ઘડીઆળમાં તે જોતો, કંઇ બબળાટ કરતો ને ફરી ઝોકાં ખાતો થઇ જતો. એકાએક બારણાનો ખખળાટ થયો. કરીમે ઝટ સાવચેત થઈ ગજવામાંથી પિસ્તોલ ખેંચી કાઢી પૂરી તેને ગજવામાં મૂકી આવનાર પ્રત્યે કહેવા લાગ્યો.

"ઓહ........કાસિમખાન ? હું સમજ્યો કોઇ અણધારી આફત આવી કે શું! ક્યાં ગયા હતા ?"

"એ પછી કહીશ પણ હાલતો એક ખુશખબર સાંભળી લે" કાસિમે કહ્યું.

"તે શું ?"

"બે ત્રણ દીવસમાં સોનાના ઈંડા સાથે સોનાની ચલ્લી પણ આવશે"

"એટલે" કરીમે પૂછ્યું

"પરમ દીવસે "ધી ટીંબર સપ્લાઈંગ કંપની"ના માલીક હુસેનભૈની છોકરીનું હરણ કરવાનું છે."

"હા સમજ્યો....પણ સોનાના ઈંડા કેવી રીતે ?" કરીમે ગુંચવાઈને પુછ્યું.

"સોનાના ઈંડા કેવી રીતે ?" કાસિમે ઉત્તર વાળ્યો "કેમ જુએહા એક વખત આવી ગઈ તો પછી તેને મારી સાથે લગ્ન કરવા સમજાવતા કેટલી વાર ?"....અરે હા પણ મોહંમદ કયાં ગયો છે ? તેને કહેજે કે.............."

એટલું કહી કાસિમે તેના કાનમાં કોણ જાણે શું કહ્યું કે તરત તેના ચહેરા પર એક જાતના આનંદના ચિન્હો પ્રસરી રહ્યાં અને તેણે ફક્ત એટલુંજ કહ્યું કે "બંદોબસ્ત તમે કરી નાખ્યો છે. તો પછી પરમ દીવસે નક્કી"

"હા પણ મોહંમદને કહેજે કે તે છોકરા પર બરોબર ધ્યાન રાખે"

એટલું કહી કાસિમ પોતાના સુવાના ઓરડામાં ચાલ્યો ગયો થોડાવાર પછી મોહંમદ પણ આવી ગયો કે જે કાસિમ અને કરીમનો એક પગારદાર ગોઠીયો હતો.

---

# પ્રકરણ ૬ ઠું.

## "દુઃખનો ડુંગર"




સોહામણી સ'વારનો મીઠો સમય હતો હજુ સૂર્ય જોઈએ તેવો ગંભીર થયો ન હતો પવનની મંદ મંદ મીઠી લહેરો લાંડ લટકાળી અદાઓમાં પુષ્પો સાથે ગેલ કરી

રહી હતી. પુષ્પો વધારેને વધારે ખીલી પોતાની ખુબસુરતીનો લહાવો આમ તેમ ઝોકા ખાઇ તે લહેરોને આપી રહ્યાં હતાં. આ સમયે આદાન શહેરના તે આલિશાન બંગલા સામે આવેલા હુસેન બેગના બગીચાને રંગબેરંગી ફુલોના ખુબસુરત દેખાવે એક અજબજ જાતનો પોશાક પહેરાવ્યો હતો.

હવે એ પણ અનિશ્ચિત કહેવાય કે જ્યારે આવો એક મોજીલો અને લહેરીલો સમય અને તે પણ ખાનગી બગીચાઓ જેવી જગ્યામાં પ્રવેશ કરે, ત્યારે પ્રેમી જેવા કે જેઓ ખાસ આવા વખત માટે રાતદીવસ પ્રાર્થનાઓ કરતા રહે છે તેઓ ઘરમાં ભરાઇ રહે ?

નહીંજ તેઓ તો સૌથી પહેલાજ આ સમયનો રસ ચુસવા માટે આવી બેઠા. હુસેન બેગના બગિચાના એક ખુણાની બાસ્ટીમાં ઝુબેદા કાતિલ અદાઓથી અનવરના ખોળામાં આળોટી રહી હતી કે જેનો તાદર્શ ચિતાર રજુ કરતાં અમારી કલમ પણ પાછી પાણી કરી જાય છે. અનવર શાંત પણ ગંભીર ચ્હેરે તેના ગુચ્છાદાર બાલમાં આંગળા ખોસી કંઇક વિચારો કરી રહ્યો હતો કે એકાએક, એક પવનનો ઠંડો સપાટો એવી તો મનોહર રીતે ઝુબેદાના શરીરને સ્પર્શ કરતો નીકળી ગયો કે તે એકદમ ઉઠી બેઠી અને અનવરના બાલને પોતાના દાંત વચ્ચે દાબી કરડી ખાધો અનવર પણ ઉશ્કેરાયો, બન્ને બાસ્ટી પરથી ઉભા

થયા અને એક પૂરા દબાણના ચુંબન સાથે એક બીજાને વળગી પડયા.

બગીચો શાંત હતો, પક્ષીઓ આમતેમ ઉડી રહ્યાં હતાં, પ્રેમ ચુંબનમાં મસ્ત બનેલ તે પ્રેમી જોડકું લગભગ પંદરેક મીનીટ સુધી મહોબ્બતના પૂરા જોશમાં એક બીજા સાથ દબાઇ રહ્યું હતું કે એકાએક પાછળથી અવાજ આવ્યો. "મૂર્ખાઓ........!"

એક ઝટકા સાથે બંનેના હૃદયમાં ધચકો બેઠો તરતજ ફરીને જુએ છે તો સામે હુસેનબેગ દાંત ચાવતો ઉભેલો જણાયો. ઝુબેદાએ નીચે ડોકું ઘાલી દીધું અનવરની આંખોને હુસેનબેગ સ્વપ્નાની ઝાંખી મૂર્તી સમાન દેખાવા લાગ્યો તે સ્થંભીત રીતે હુસેનને જોઇ રહ્યો હતો કે તેણે ગુસ્સામાં આગળ વધી ઝુબેદાનો હાથ પકડો એમ કહી ચાલતો થયો "દુષ્ટ તારા જેવા છોકરા માટે હું એવું ન ધારતો હતો."

ખલાસ થયું. અનવરની હાલત આ વખતે કેવી કફોડી થઈ ગઇ અને શું થઇ ગઇ તેના સવિસ્તર બયાન માટે અમારા પાસે શબ્દો નથી. પાષાણની જડ મુર્તી માફક કેટલીક પળો સુધી તે જાણે આત્મા ખોળીયું છોડી ગયું હોય તેમ સ્થિર થઇ ગયો. ફકત બે આંખોજ જાણે જીવતી હોય તેમ આંસુઓથી ભરભુર ઝુબેદા તરફ ટીકી રહી હતી. છેલ્લી બે ત્રણ મીનીટમાં શું થઈ ગયું જેની કલ્પના સુદ્ધાં તેનું ભેજું કરી શકયું નહી. એકાએક તેના મોંથી નીકળી પડ્યું

"આહ ગઈ....વહાલી ઝુબેદા હંમેશ માટે ગઈ."

આંખોમાં અશ્રુ, હૃદયમાં ભય, મગજમાં ચિંતા, અને શરીરમાં ઢીલાપણું, મંદ કદમે અનવર પોતાની કોટડી તરફ વળ્યો. હજુ તે બારણાં સુધી પણ ન પહોંચ્યો હશે કે પાછળથી તેના પિતા માળી યુસુફનો અવાજ આવ્યો. "અનવર."

અનવર ઉભો થઈ ગયો. યુસુફે પાસે આવી કહ્યું, "બેટા હું તારા તરફથી એવી આશા રાખતો ન હતો."

અનવરના દુઃખી હૃદય પર અગ્નીની ઝાળ પડી. સમજી ગયો કે, "પોતાના પિતાને તે વાતની ખબર પડી ગઈ." પણ તે નિર્દોષ હતો. જે વાત હુસેન અને યુસુફે ધારી હતી તે વાતથી તે બચેલો હતો જેથી તેણે કાયર વજનમાં કહ્યું."

"પણ પિતા હું તો નિર્દોષ છું. હું તમારા સોગંદ ખાઉં છું. હું ઈશ્વરના સોગંદ ખાઉં છું કે ઝુબેદા અને મારો પ્રેમ આજ સુધી નિર્મળ હતો તેમજ ઝુબેદાનું શિયળ પવિત્ર છે."

યુસુફે માયાળુ થઈ કહ્યું "દીકરા તારી નેક દાનતી પર મને ભરોસો છે. પણ શેઠ ઉલટો અર્થ કરી બેઠા છે અને તેઓ એમજ કહે છે કે "કમબખ્તે મારા ઉપકારો પણ ધ્યાનમાં ન રાખ્યા અને મારીજ સાથે નિમકહરામી કીધી હવે હું કદી તેનું મોં સુધ્ધાં પણ જોઈશ નહીં."

"બાપા" અનવરની છાતી ભરાઈ આવી "હું ધારતોજ

હતો કે ઝુબેદા મને હવે કદી મળનાર નથી. આહ હું નથી સમજી શકતો કે કેમ તેની જુદાઈ મારૂં મન કબુલ કરી શકતું નથી કેમ તેની પ્રેમમય મુર્તી મારૂં હૃદય મંદીર તજી શકતી નથી. આહ પિતા.......દયા ખાઓ મારા પર દયા ખાઓ અને ગમે તેમ કરી પિતાશ્રીને ( હુસેનને ) સમજાવો.

"બેટા મેં તો ઘણુંએ સમજાવ્યું. મને ખાત્રી હતી કે શેઠ ધારે છે તેટલું નીચપણું તેં ન કર્યું હશે. પણ હું તને બીજીજ વાત સમજાવવા માંગું છું તે એ કે તું ઝુબેદા સાથે પ્રેમ તારો છોડી દે કારણ કે એ પ્રેમ નકામો છે શેઠ ઝુબેદાને કોઇ અન્ય સાથે પરણાવવાનો વિચાર રાખે છે તારા લગ્ન માટે વાત કરતા તેઓએ મને ઘણીજ ખરાબ રીતે જણાવ્યું કે "અનવરમાં એવી શું લાયકાત છે કે તે મારા જેવા એક આબરૂદારની છે કરીને પરણી શકે! અલબત કદાચ તે કોઇ સારી નોકરી મેળવી શહેરીઓની આંખમાં પ્રતિષ્ઠ મેળવે ત્યારની વાત જુદી છે. ત્યારે હું કંઇ વિચાર પણ કરી શકીશ."

હવે અનવરથી કંઈજ બોલાયું નહીં તે દુઃખનો માર્યો ઉદાસ ચહેરે બારણું ખોલી પોતાના રૂમમાં દાખલ થયો યુસુફ પણ તેની પછવાડે મલીનપણે ઘરમાં દાખલ થયો અનવરે ભારે હૃદયે હાથમાં કાગળ કલમ લીધા અને એક ચિઠ્ઠી લખી યુસુફને આપતા કહ્યું "બાપા આ ચિઠ્ઠી ખાનગી રીતે ઝુબેદાને પહોંચાડી દેજો" વધારામાં એટલું ઉમેર્યું કે "આ વાતને

ઝુબૈદાજ સારી રીતે બનાવી શકશે. હું જરા બજારમાં જઇને આવું છું" એટલું કહી અનવર બારણા બહાર નીકળી પડયો. યુસુફને પહેલાં તો કંઇ વ્હેમ પડયો પણ જ્યારે અનવરે કહ્યું કે "ઝુબૈદા આ વાતને બનાવી શકશે" તો સમજી ગયો કે "એ ઝુબૈદાને કંઇ સલાહ આપવા માંગતો હશે."

## પ્રકરણ ૭ મું.

### "દુખી પત્ર"



અનવર ગયો.......સુરજ ઢળ્યો,........રાત્રી આવી,........અંધકાર ગયો, અને...સ'વાર પડી. માળ પરથી નીચે ઉતરવાની સખત મનાઇ કરવામાં આવેલી હોવાથી ઝુબૈદા બેચેન સ્થિતિમાં બારીમાં આવી ઉભી, મન ઠેકાણે ન હતું, ચ્હેરા પર ઉદાસી પ્રસરેલી હતી, આમ તેમ જોવા લાગી અને ગળગળી થઇ બોલવા લાગી. "ઓ અનવર વહાલા અનવર, તું માઠું ના લગાડ, હું જાણું છું કે પિતાના શબ્દોએ તારા દીલપર તીરનું કામ કર્યું હશે ? છતાં તેઓ નિર્દોષ છે, કારણ કે આપણા નિર્મળ પ્રેમથી તેઓ અજાણ છે. આવ મારા વહાલા આવ વધારે નહી તો ફકત એકજ વખત મારી બારી સામે આવ અને

મારા બળતા જીગરપર તારા ચંદ્રરૂપી મુખડાની શાંતીમય કીરણો નાખ........................... "

ઝુબેદા આ વિલાપ કરીજ રહી હતી કે સામેથી માળી ચુસુફે બારી સામે આવી એક ચિઠ્ઠી પત્થરમાં બાંધી કંઇપણ બોલ્યા વગર ઉપર ફેંકી. ઝુબેદા સમજી ગઇ કે, "અનવરે મોકલી હશે." ધડકતા પણ હરખાતા હૃદયે ઉંચકી, જલદી જલદી ખોલી વાંચવા લાગી પણ તરતજ એક ચીસ સાથ ભોંયપર પછડાઈ પડી."

નોકરો ઘભરાઇ બારણા પાસે દોડી આવ્યા પણ પૂરી કંઈ ધરબડ કે ધમાલ ન સંભળાવાથી એમ સમજી ચાલ્યા ગયા કે "કંઈ ઉંદર બુંદરથી ચમકીને ચીસ પાડી હશે."

ઝુબેદા ઉઠી મોંપર પહેલાં કરતાં ચારગણી ઉદાસી માલુમ પડતી હતી ફરી તે કાગળ ખોલી વાંચવા લાગી.

"વહાલી ઝુબેદા

તું આ જાણીને ઘણીજ દુઃખી થશે કે મેં મારૂં નિર્લજ મોં તમારા લોકોથી દુર કરી દીધું, અને હવે હું આ જગ્યામાં એક પળ માટે પણ રહેવા માંગતો નથી. ઇશ્વર ચાહશે તો ફરી કદી આવી મળીશ પણ હાલતો નહી જ. જો કે આપણો પ્રેમ શુધ્ધ હતો, અને આજ સુધી આપણે એકપણ એવો કૃત્ય કર્યો નથી કે જેથી ઇશ્વર નારાજ થાય. પણ આપ પિતાશ્રી ઉંધુ સમજી બેઠા છે. તેઓએ મને હરામખોરનું

ઉપનામ આપ્યું છે. પણ યાદ રાખજે કે હું આ વાતને જરૂર સત્ય કરાવીશ પિતાને ભંભેરનારને યોગ્ય સજા અપાવીશ, તું સારી રીતે જાણુતી હશે કે આજ સુધી પિતાએ કોઈપણ દિવસે "આપણે શું કરીએ છીએ ? અને કયાં છીએ ?" વિગેરેની બિલકુલ દરકાર કરી ન હતી. અને આજે આમ એકાએક તેઓ કેમ બગીચામાં આપણી તપાસ માટે આવી પડયા ? જેની અને પણ બિલકુલ સમજ પડતી નથી. છતાં એટલું તો જરૂર જ કે આપણા પ્રેમ બંધનને કાપવા કોઇ અજાણી છરી ઉભી થઇ છે અને તે કોણ છે. તે હું સારી રીતે જાણું છું. પણ હાલ તો મારી ફકત એજ વિનંતી છે કે પેલા નઝીર બેગથી સાવચેત રહેજે કે જે આપણા પિતાનો ખાસ મિત્ર છે. મારૂં અનુમાન આજ સુધી ખોટું પડયું નથી અને પડનાર પણ નથી. હું થોડાજ દીવસમાં જણાવી આપીશ કે તે સદ્‌-ગૃહસ્થ જેવો દેખાતો પુરૂષ કેટલા દરજ્જાનો બદમાશ અને દુષ્ટ છે. હાલ તો હું એટલું જણાવવાનું યોગ્ય સમજું છું. કે આપણી વચ્ચે વિયોગતા નાખનાર અને આપણા પર તહોમત ઉઠાવનાર પણ તેજ પુરૂષ હોવો જોઇએ....
જીવશું તો મળશું હાલ એજ

લી૦ તારા પિતાની દૃષ્ટીએ હરામખોર પણ ખરી રીતે નિર્દોષ " અનવર "

આ પત્રે ઝુબેદાની શી હાલત કરી જે જણાવવા અમને

યોગ્ય શબ્દો જડતા નથી તોપણ એટલું તો જણાવી જ દેવા દો કે આ પત્રે તેને એટલી તો ભાન મુકત કરી નાખી કે તેણે એક જોશ સાથ ગાલ ઉપર ઉદાસીથી મસળાતી આંગળીઓમાંથી છેલ્લી નાની આંગળી એટલી જોરથી કરડી ખાધી કે લોહીલોહાણ થઇ ગઇ. જમીન પર લોહીની ધારા ઉડી હોશ ઉડવા લાગ્યા અને પલંગ પર બેભાન થઇ ઉંધી પડી ગઇ.

## પ્રકરણ ૮ મું.



### "ફરી નિર્દોષ."

બપોર પછી એટલે ઝુબેદાને અનવરનો પત્ર મળ્યો તેના ચાર પાંચ કલાક બાદ નઝીર વાયદા પ્રમાણે આવી ઉભો, હુસેને આવકાર આપી તેને માનથી બેસાડયો થોડીવાર આમ તેમની વાતો ચાલ્યા પછી નઝીરે શરૂ કર્યું.

"મી. નઝીર હું તમને આજે થોડી તસ્દી આપવા ચાહું છું આશા છે કે દરગુજર કરશો."

"અરે એમ શું બોલો છો! એમાં તસ્દી શાની હું દરેક રીતે તૈયાર છું."

"મારે આજે અહીં બેચાર વેપારીઓને ખાસ મળવું છે તો કદાચ મોડું પણ થાય માટે રાતે તમારાજ મકાનમાં રહેવાનો વિચાર છે."

"ઓહ તો તેમાં તસ્દી શાની ? આ મકાન તમારૂં છે. આ સર્વ ચીજો તમારીજ સમજો. હું તમને પૂરતી ચીજો મળે તેવી ગોઠવણ કરીશ."

હુસેનબેગે ઘણીજ ખુશીથી બુઢ્ઢા નઝીરની માંગણી કબુલ રાખી જો કે તેઓની દોસ્તી થયાને પૂરા એક વર્ષ પણ થયો નહતો પણ બુઢ્ઢા નઝીરે પોતાની મીઠી જબાનથી તેનું મન એવી તો સફાઈથી હરણ કરી લીધું હતું, કે આ વખતે તે દુનીયામાં અગર કોઈને પણ પોતાનો ખરો સાથી સમજતો હતો તો તે ફક્ત નઝીરનેજ,....અને એમ થવાનું બીજું કારણ એ હતું કે નઝીરની બુદ્ધી કોઈ અજબજ પ્રકારની શ્રેષ્ઠતા રાખતી હતી, જો કે બંનેની ઉમ્માર લગભગ સરખીજ હતી, છતાં હુસેનની દ્રષ્ટીએ નઝીરના અનુભવોની હદ ન હતી.

હવે રહ્યો ફક્ત એટલોજ ગુંચવાડો ઉપજાવનારો સવાલ કે આપણો અનવર એક આવા અનુભવી માણસ ઉપર કેમ વહેમાયો હશે ? અને તે પણ એક એવી ઉમ્મરના વૃધ્ધ ઉપર કે જે કોઈ કાળે પણ ઝુબેદાને પોતાની કરવા માંગે તો ઘોડાને માથે શીંગ બરાબર થઈ જાય. પણ અમને કહેવા દો કે અનવરના મગજમાંથી યુરોપના ભયંકર ભયંકર બદમાશોની

નવલકથાઓ વાંચી વાંચી "અશક્ય" શબ્દ બિલકુલજ નીકળી જવા પામ્યો હતો. તે કોઈ પણ વાતને કે શબ્દને અશક્ય માનતો જ ન હતો. જે વાત તેના મગજમાં ઠસતી અને તે વાતને જો પૂરતા ટેકા મળી જતા તો જરૂર તે તેને ખરી અને સરીઆમ ખરી માની લેતો.

ગમે તે હોય પણ અત્યારે તો અનવરે નઝીરને એક બદમાશમાં બદમાશ ઉઠાવગીર માની લીધો હતો અને તે એ માન્યતા ઉપર સજ્જડ રીતે મક્કમ હતો તેમજ પોતાની ઝુબેદા સાથેની વિયોગતા માટે પણ તે તેનેજ દોષિત માનતો.

"હાં અને જરા તમારા અનવરને પણ સાથે લઈ જવાનો વિચાર છે." નઝીરને કંઇ યાદ આવતા તેણે ફરી કહ્યું.

અનવરનું નામ સાંભળતાંજ હુસેનના અંતરમાં એક દુઃખનું તિર વાગ્યું સંવારે બનેલું બગીચાનું દૃશ્ય તેની આંખો સમક્ષ આવી ઉભું અને તેના ચ્હેરા પર એક જાતની મલિનતા પ્રસરી રહી. તે ફકત એટલુંજ બોલી શક્યો "ભલે લઇ જજો" પણ ચાલાક નઝીર સમજી ગયો કે "કંઈ ધોળામાં કાળું થયું છે" જેથી તે બોલ્યો "કેમ તમે અનવરનું નામ સાંભળી ઉદાસ થઇ ગયા? જો હું ભૂલતો નહીં હોઉં તો મારી પરમ દીવસની ધારણા ખરી પડી લાગે છે."

"હા મિત્ર ખરેખર" હુસેને એક ઉંડો નિશ્વાસ નાખતા કહ્યું "હું માનતો ન હતો પણ હવે મને ખાસ

માનવાનું કારણ મળ્યું............

શેઠ......................(અવાજ આવ્યો.)

નઝીરની ખુશીનો પાર ન રહ્યો પોતાની ધારણા પાઇએ પાઇ ખરી પડેલી જોઇ તે કંઇ બોલવા જતો હતો કે ઉપરનો અવાજ તેઓને કાને પડયો ફરીને જુએ છે તો માળી યુસુફ ઘણીજ રદ્દી હાલતે તેઓની પાસે આવી રહ્યો હતો. રડી રડીને આંખો લાલ થઇ ગએલી હતી, પાસે આવતા ફરી છાતી ભરાઇ આવી અને તે કરગરીને કહેવા લાગ્યો. "શેઠ અનવર આપના ઠપકાથી ઉચાટ થઇ કયાંક ચાલ્યો ગયો છે. કાલથી તેનો પતો નથી. પ્રભુ ખાતર મારા પર દયા ખાઓ.

"હેં............???"

હુસેનના મોંમાંથી એકદમ આશ્ચર્યની ચીસ નીકળી પડી. "હેં કાલથી પતો નથી અને તમે મને આજે ખબર આપો છો?"

અહીં ખાસ જણાવવાની આવશ્યકતા છે કે હુસેને અનવર પર ગમે તેવી તહોમત ચઢાવી અને ગમે તે શબ્દો તેની વિરૂદ્ધ ઉચ્ચાર્યા છતાં તેના એ અર્થ નહીં કે તેના દીલમાંથી અનવર પ્રત્યેની મહોબ્બત પણ નિકળી જવા પામી હતી. નહીંજ બલ્કે જ્યારે તેણે એમ સાંભળ્યું કે "અનવર કયાંક નીકળી ગયો છે." તો હજાર કોશીષ કર્યા છતાં એક ચિસ તેના મોઢામાંથી નીકળી પડી. ફરી કંઈ વિચાર આવતા તેણે કહ્યું.

"મેં કંઇ એના પર તહોમત ચઢાવી ન હતી. જે ખરૂં હતું તે કહ્યું."

"પણ તેણે તો ઈશ્વરના સોગંદ ખાધા" "કે હું તથા જુબેદા પવિત્ર છીએ."

"શું ખરેખર તેણે સોગંદ ખાધા?"

"મારા પુત્રના સમ કે તેણે સોગંદ ખાધા"

"અને તમે શું ધારો છો."

"હું તો ધારૂં છું અનવરે કદી પણ એવું નિચ કૃત્ય કરવાની હીંમત કરી ન હશે"

"વારૂ" તેણે દયાળુ થઇ કહ્યું. "તમે જાઓ હું પોલિસમાં ઇનામ જાહેર કરી તેની શોધ કરાવું છું."

આ વાકયોએ યુસુફને હરખાવી દીધો તે વધારે બોલી શકયો નહી ફકત એટલુંજ કહી બહાર નીકળી પડયો કે "મહા ઉપકાર મારા સરકાર."

પણ વહાલા વાંચક આ વાત નઝીરને ન ગમી તે વધારે મુંઝાયો અને બોલ્યો.

"જો મિત્ર ખોટું ન લગાડો તો મારે કહેવું જોઇએ કે અનવરને શોધાવવાની કંઇ જરૂર નથી. કારણ કે આમ કરવાથી તે વધારે બગડશે અને સમજશે કે તમને તેની ગરજ છે. નહી તો આપોઆપ તે કોઈ સારી નોકરી શોધીને આવશે."

"પણ મને એ બીક લાગે છે કે કદાચ તે આપઘાત

કરી નાંખશે."

"ભલે તમારી મરજી" આટલું કહી નઝીરે વાત ફેરવી નાખી અને બહાર જવા માટે ઉઠી ઉભો થયો, અને બહાર નીકળી પડયો.



## પ્રકરણ ૯ મું.

### "ખૂન"

"સાહેબ ખૂન થયું"

"કોનું ?"

"મારી છોકરીનું"

"તમે કોણ"

"ધી ટીંબર સપલાઈંગ કંપનીનો માલીક"

આદાનના સી. આઇ. ડી. ઈન્સપેકટર મી. ગાઝીની ઓફીસમાં હાંફળો ફાંફળો હુસેનબેગ આમ કહેતો રડતો દાખલ થયો. સાથે નઝીરબેગ પણ હતો. ગાઝીની ઓફીસમાં બેઠેલા એક તેના મીત્ર જેવા દેખાતા પુરૂષે તેઓ સામે ખુરસી મુકી બેસવા કહ્યું. ગાઝીએ ધીરજ આપી કહ્યું

"ક્યારે ખૂન થયું અને કયાં થયું"

"સાહેબ ગઇ રાત્રે મારા બંગલામાં તેના રૂમમાં સુતી હતી ત્યાંથીજ કોઈ તેને ખૂન કરી ઉપાડી ગયું"

હેં ઉપાડી ગયું ? ત્યારે તમે શા પરથી કહો છો કે ખૂન થયું ? ?"

"સાહેબ તેના બીછાના તથા રૂમમાં પુષ્કળ લોહી પણ પડેલું છે."

"વારૂં....જો કે કેસ ઘણો કઠણ છે. છતાં આ મારા મિત્ર મી. બર્ક કે જેઓ ફક્ત કાલથીજ આ ખાતામાં નોકર તરીકે રહ્યા છે. તમારા કેસની સારી રીતે તપાસ કરશે કારણ કે એ કેસ ખાલી અનુમાનો પરથીજ પકડી શકાય એમ છે. અને મી. બર્ક આવા કામોમાં ઘણાં કુશળ છે એ મેં અવશ્ય જોયું છે (તે પુરૂષ તરફ ફરીને) લો મી. બર્ક તમને એવાજ કેસ જોઈતા હતા. જોઉં હવે કેવી તમારી ચાલાકી બતાવો છો.

બર્કની આંખો ખુશાલીથી ચળકી ઉઠી આનંદના ચિન્હો તેના મોં પર ઝળકી ઉઠયા જો કે તેની ઉંમર ચાલીસ કરતા ઓછી દેખાતી ન હતી. દેખાવડા મોં પર લાંબી પણ કાળી દાઢી એની ખાત્રી આપી રહી હતી છતાં આંખો પાંચ વર્ષના બાળક માફક જાણે આ કેસમાં એનેજ કંઈ દોલત ન મળી જવાની હોય ? તેમ ચળકી રહી હતી. નઝીર શાંત પણે બર્કને જોઇ રહ્યો હતો, બર્ક પણ તેના પર કંઇ વહેમાયો હોય તેમ તેનીજ તરફ જોઇ રહ્યો હતો કે ગાઝી એમ કહેતો ખુરશીમાંથી ઉઠયો "ચાલો જલ્દી બનાવવાળી જગ્યાએ, પહોંચી જઇએ."

બહાર હુસેનબેગની ગાડી ઉભેલી હતી. ચારે ગાડીમાં આવી બેઠા ગાડી ચાલુ થઇ, ને હવે બર્કે શરૂ કર્યું.

"આ સાહેબ કોણ છે?"

"એઓ મારા એક જાની મીત્ર છે ઇરકેલીમાં એમનો મોટો ફ્રુટનો વેપાર છે. કર્મ સંજોગે એમને પણ આ કેસમાં હેરાન થવાનું હતું કે શું ? કે અમારી આટલી મુદતની દોસ્તી હોવા છતાં ફકત ગઇ રાત્રીએજ એમને મારે ત્યાં સુવાનું થયું." હુસેને લાંબો જવાબ વાળ્યો.

બર્ક વધારે કંઇ પણ પુછે તેટલામાં તો ગાડી હુસેન-બેગના દરવાજા આગળ આવી ઉભી સઘળા ઉતરી ગુબેહાના રૂમમાં આવ્યા નોકરો ઘભરાએલા તેઓને જોઇ રહ્યા હતા ગાઝીએ સઘળા નોકરોને જુબાની માટે બોલાવવા હુસેન પ્રત્યે કહ્યું.

"ના કોઈની જુબાનીની હાલ જરૂર નથી." બર્કે વચમાં કહ્યું "હું એમજ કેસને સમજી શકીશ."

એટલું કહી અનવર રૂમની તમામ ચીજો બારીકીથી જોવા લાગ્યો સઘળા ત્યાં મૂકેલા એક સોફા પર બેઠા.

પ્રભૂ જાણે બર્કના માથામાં કયું ભેજું હતું અને ભેજામાં કઇ જાતની બુદ્ધી હતી કે તેણે આ પહેલા અને કેવળ પહેલા કાર્યમાં ઇન્સપેક્ટર ગાઝીની એક પણ આજ્ઞા વગર એવી તો તપાસ કરવા માંડી કે સઘળા દંગ થઈ ગયા. ઇન્સપેક્ટર ગાઝીને તો તેજ વખતથી વધારે ખાગી થઇ ગઇ કે જયારે

સર્વથી પહેલા બર્કે જમીન પર પડેલા ઝુબેદાના સુકાઈ ગએલા લોહીના પોપડા ચપુથી સંભાળપૂર્વક ઉખેડી બારીકીથી હાળી હાળીને જોયા.

ગાઝી પોતે પણ આશ્ચર્યમાં હતો કે તે કોઇ પણ જાતના સવાલ જવાબ કર્યા વગરજ દરેક ચીજને ધારી ધારીને અને કંઇ પણ પૂછયા ગાછયા વગરજ પોતાની નોંધ પોથીમાં કંઇક નોંધ કરતો. તેમજ કેટલીક વખત એવી તો ચાલાકીથી નઝીર અને હુસેનના પગો તરફ જોતો કે ગાઝી સિવાય કોઈ પણ તેની તે ચાલાકી સમજી શકતું નહી.

બર્કની આ તપાસે પૂરા ત્રણ કલાક લીધા. અને જો કે આ વખતે ગાઝીના આનંદનો પાર નહતો. પણ બીચારા હુસેનના ચહેરા પર નિરાશાના ચિન્હો આ લાંબી તપાસથી ફુટી નીકળ્યા.

હવે રહ્યો ફકત નઝીર તો તેતો બર્કની આ લાંબી તપાસ પર એટલો બધો ખીજવાઇ રહ્યો હતો કે જાણે તેનું ચાલે તો આ કેસ બર્કને સોંપવાનું બિલકુલ ના કહી દે. છેવટે બર્કે તપાસ પુરી કીધી અને ગાઝી પ્રત્યે બોલ્યો.

"હું કોઇ પણ જાતના નિર્ણય પર આવું તે પહેલાં મારે મી. હુસેનબેગને કેટલાક સવાલો પુછવા પડશે."

હા હા પૂછો! બર્ક અચકાઇ રહ્યો હતો જેથી ગાઝીએ પૂરી પરવાનગી આપતા કહ્યું "હવે તો આ કેસ

તમારેજ પૂરો કરવાનો છે. જોઉં છું કે આ પહેલાજ કેસમાં તમે કેટલી હુશીયારી બતાવો છો."

"તમને કોઈ પર વહેમ હોય એવો કોઈ માણસ તમારા ઘરમાં છે?" બર્કે રજા મળતા ખુલ્લા દીલે પુછવા માંડયું. પણ વચ્ચે નઝીર હુસેન પ્રત્યે બોલી ઉઠયો એમના સઘળા સવાલોનો જવાબ મને આપવા દો.

બર્ક—નહી મહેરબાન એમનેજ જવાબ આપવા દો.

નઝીર—હું એમના કરતાં વધારે જાણું છું.

"હા હા મારા કરતા એઓ તમને વધુ વિગત આપી શકશે" હુસેને નઝીરને આગળ ધર્યો કારણ કે તે જાણતો હતો કે નઝીર પોતાના અનુમાનો પણ સારી રીતે જણાવી શકશે તેમજ દરેક સવાલના જવાબ એવા પ્રકારના આપશે કે જે પોલિસોને ઘણા મદદ કર્તા થઇ પડશે. બર્કે જ્યારે હુસેનની આવી મરજી જોઈ તો તેણે કેટલીક નારાજી સાથ તે વાત માન્ય રાખી નઝીરને પૂછવા માંડયું.

"આપને કોના પર વહેમ છે?"

"એમના માળીના છોકરા અનવર પર."

"તે હાલ કયાં છે?"

"હાલતો તે ચાલાકીથી ઘર બહાર રહે છે."

"એટલે"

"એટલે તેને આ કામ કરવાનો હેતુ પહેલાથી હતો જેથી તે એક દીવસ પૂર્વેજ. અહીંથી નીકળી ચાલ્યો ગયો."

"પણ આ કાર્યમાં તેનો કોઇ ચોક્કસ હેતુએ હોવો જોઇએને ?"

"હેતુ આ શિવાય બીજો શો હોઇ શકે કે તે તેને ચાહતો હતો તેમજ તેની ઇચ્છા તેને પરણવાની હતી. પણ જ્યારે હુસેનબેગે તે બાબતમાં તેના પિતાને ના કહ્યું ત્યારે તે આ કાર્ય તરફ પ્રેરાયો."

અહીં એટલું જણાવવાની ખાસ આવશ્યકતા છે કે નઝીરના અનવર તરફના વહેમે હુસેનબેગને જો કે કંઈક ગુંચવણમાં નાંખી દીધો હશે પણ નઝીરે તેને પહેલાથીજ આ બાબતની પૂરી સમજણ "અનવર ખરેખર બદમાશ છે" વિગેરે ગાઝીની ઓફીસમાં આવતા પૂર્વેજ પાડી દીધી હતી જેથી તે શાંત હતો. બકેર ફરી ચાલાકીનો સવાલ કર્યો.

"તમે તો કહો છો કે ઝુબેદાને તે ચાહતો હતો અને ઝુબેદા તેને ધિક્કારતી હતી."

"ના મેં એમ કહ્યું ન હતું કે ઝુબેદા તેને ધિક્કારતી હતી તે તો તેને ચાહતી હતી."

"ચાહતી હતી"? બકેરે તેને સપડાએલો જોઇ ઝડપી સવાલો શરૂ કર્યા." તો પછી ખૂન કરવાનું કારણ શું.

"ખૂન ...." નઝીર ગુંચવાયો. "હા....તે....ખૂ........"

"માફ કરજો" બકેરે તેને ફરજયાત રોકતાં કહ્યું. "હવે મારે ખાસ હુસેન બેગના નોકરોને કેટલીક વાતો પુછવી છે."

હુસેને તરતજ નોકરોને બોલાવી મંગાવ્યા બર્કે પુછવા માંડયું

"તમે આ બાબત વિષે કંઇ જાણો છો ?"

"ના અમે કંઇ જાણતા નથી' સઘળાએ ઘભરાઈને કહ્યું."

"સોચી જુઓ કદાચ કાલ સ'હવારથી તો આજ સવાર સુધીમાં એવી કોઇ બાબત બની હોય કે જે પરથી તમને થોડો ઘણો પણ વહેમ પડયો હોય."

"ના એવું કંઈ બન્યું નથી" એકે કહ્યું "અલબત કાલે બપોરે તેઓની એક ચીસ સંભળાઇ હતી પણ પાછળથી તેઓનો અવાજ ન આવવાથી અમે સમજયા કે કોઇ ચીજથી બીધા હશે."

"બસ હવે મને જોઇએ તેવો સંતોષ થઇ ગયો છે. (હુસેન તરફ વળીને) હવે થોડાજ દીવસમાં જો પ્રભૂ ચાહશે તો ઝુબેદા તમારા હાથમાં જીવતી આવી મળશે."

"હેં ! ! ! જીવતી !" હુસેને એકદમ આશ્ચર્ય પામતા પુછયું.

ખરેખર બર્કની આ વાત સાંભળી સઘળાજ આશ્ચર્ય ચકીત થઇ ગયા ગાઝી પોતે પણ હેરાન હતો કે બર્ક કહેવા શું માંગે છે ? નઝીરના મોંમાંથી નફરતની હસી નીકળી પડી તે ધિકકારના વજનમાં બોલ્યો.

"હુંમ....મને તો લાગે છે કે મી બર્ક હજુ આ વાતોમાં ઘણા કાચા છે. જે કલ્પના તેઓએ બાંધી છે તે સાફ સાફ કહી આપે છે કે મી બર્ક આ કામને રમત સમજી બેઠા છે તેઓ એમ માને છે કે ઝુબેદાનું ખૂન થયું નથી અથવા અનવર તેને ઉપાડી ગયોજ નથી".

"જો કે હું આ વાતને અત્રે વધારે ખુલ્લી કરવા માંગતો નથી." અનવરે ગુસ્સાને ગળી જતાં કહ્યું "છતાં જ્યારે તમે મારી કલ્પના સમજી ગયા છો એમ કહેવા માગો છો તો મારે પણ વગર અડચણે તેને તોડીજ દેવું જોઇએ, કે સર્વથી પહેલાં તો એ કે અનવર ઝુબેદાને ઉચકી ગયો છે એવી જે ધારણા તમે કે મી. હુસેનબેગે બાંધી છે તે તદ્દન ના પાયાદાર છે કારણ કે તમે હમણાંજ મને કહ્યું કે તેઓ બંને વચ્ચે ગાઢ પ્રેમ હતો હવે જ્યારે પ્રેમજ હતો તો ખૂન કરવાનું કારણ શું ?"

"તો પછી ઝુબેદાના રૂમમાં ખૂન ક્યાંથી આવ્યું !" નઝીરે પુછાતા સવાલ કર્યો, ગાઝી અધીરા થઇ બર્કને જોવા લાગ્યો બર્કે ઝટ કહી દીધું "તે ખુન ઝુબેદા હોશમાં હતી ત્યારથીજ ત્યાં રેડાઇ ચુક્યું હતું"

'એટલે !"

"એટલે તમે કહો છો તેમ જે દીવસે અનવર આ બંગલો છોડી ગયો તેને બીજેજ દીવસે ઝુબેદાએ તેની જુદાઇ ન સહન થવાથી પોતાના સ્વ હાથેજ પોતા ઉપર

અજમો કર્યો."

"આ તમે શા ઉપરથી કહો છો?" નઝીરે કહ્યું

"આ જુઓ" (જમીન પરથી લોહીના પોપડા ઉચકીને) આ ખૂનનું સુકાપણું ચોકખી રીતે સમજણ પાડે છે કે ખુન લગભગ બાર ચૌદ કલાક પૂર્વે રેડાએલું હોવું જોઇએ નહી તો તે આટલું બધું સુકાએલું ન હોય."

ગાઝીના મોં પર આનંદ પ્રગટી ઉઠયો નઝીરે ફરી કહ્યું

"વખતે તેજ વખતથી ઝુબેદાનું ખૂન થએલું હોય તો કોણ જાણે"

"હા. તો તેનીપણ ખાત્રી હું હમણાજ તમને કરાવી આપું છું" (હુસેન તરફ ફરીને) મી. હુસેનબેગ જે માળીનો અનવર છોકરો છે. તેને જરા બોલાવો!"

હુસેને "હા" કહી તરતજ માળી યુસુફને બોલાવી મંગાવ્યો તે બિચારો શું જાણે? ઘભરાતો ઘભરાતો આવી ઉભો. અર્ફે તેને જોતાજ ચાલાકીથી બનાવટી ગુસ્સાાન વજનમાં બોલ્યો.

"તમારા છોકરા અનવર પર ખૂનનો આરોપ મુકાયો છે. અને તેમાં તમારો પણ હાથ છે એમ અમે ધારીએ છીએ

"ના સાહેબ હું કંઈ નથી જાણતો" યુસુફે ગભરાઈને કહ્યું.

"ત્યારે સાંભળો. હું જે પુછું તેનો ખુલ્લે ખુલ્લો જવાબ કોઈપણ વાત છુપાવ્યા વગર આપી દો હું વચન આપુ છું કે, જો તમે સઘળી બીના ખરેખરી મને કહેશો તો હું

તમને કોઇપણ જાતના લફરામાં આવવાં દઇશ નહિ."

"ના સાહેબ હું એક પણ વાત છુપાવીશ નહિ" યુસુફે ગભરાઇને કહ્યું.

"વારૂ ત્યારે જલદી બોલો પરમ દીવસે અનવરની ચીઠ્ઠી ઝુબેદાને કોણે પહોંચાડી ?" ચિઠ્ઠીનું નામ સાંભળતાંજ સઘળાં એકી ટસે બર્કને જોવા લાગ્યા. યુસુફ ધ્રુજી રહ્યો હતો. બર્કે વધારે જોરથી કહ્યું.

"બોલો ચિઠ્ઠી કોણે પહોંચાડી હતી ?"

"સાહેબ ચીઠ્ઠી"........!!!

"હા. ચીઠ્ઠી."

"મ, મ, મ, મેં."

"વારૂં તે સમય કેટલા વાગ્યાનો હતો ?"

"લગભગ અગ્યારનો."

"ઝુબેદા તે વખતે હતી ?"

"હા."

"પછી તમે કયારે તેને જોઈ ?"

"સાંજના ઉદાસ ચેહરે બારીમાં ઉભેલી હતી ત્યારે."

સઘળા દંગ હતા. હુસેન આશ્ચર્યથી બર્કનું મ્હોં જોઈ રહ્યો હતો. ગાઝીના ચહેરાપર અજબ જાતના ફેરફાર થઇ રહ્યાં હતાં નઝીરનું મોં ફીકાશ મારી રહ્યું હતું.. બર્કે યુસુફને કહ્યું "વારૂ જાઓ" (નઝીર તરફ ફરીને) "લો, મી. નઝીર બેગ હવે કઈ કહેવા માંગો છો ?"

"વ્હારે ! હું ધારતો હતો તેના કરતાં તો તમે વધુ હોશિયાર નીકળ્યા ! ચીઠ્ઠી કઈ ! !" ગાઝીએ આશ્ચર્ય પામતાં પુછ્યું.

અનવરે તરતજ ગજવામાંથી એક ચીઠ્ઠી કાઢી ગાઝીના હાથમાં આપતાં કહ્યું. "જુઓ આ ચીઠ્ઠી કે જે મને ઝુબેદાના તકીયા નીચેથી મળી હતી. તેના જમણાં ભાગ પર પાછલી તરફ ઝુબેદાની લોહીમાં ખરડાયલી નાની આંગળીનું નિશાન છે. જે સાફ કહી આપે છે કે ઝુબેદાએ આ પત્ર મળ્યા પછી તેના હૃદય પર કોઈ જાતનું સખ્ત આઘાત પહોંચવાથી પોતાની નાની આંગળી ઉદાસીમાં કરડી ખાધી હશે."

પણ અનવરના બાપેજ આ પત્ર ઝુબેદાને પહોંચાડયો એ તમે કેવી રીતે જાણી શકયા ?" હુસેને વચમાં પુછ્યું.

"એ તો મી. ગાઝી જાણે છે કે હું કેટલા અનુમાનો કેટલે દરજ્જે ખરા બાંધી શકું છું. અને એ સિવાય બીજો કોણ એવો પુરૂષ તમારે ત્યાં છે કે જે ઝુબેદાને પત્ર પહોંચાડી શકે ? કારણ કે, તે ઘણો જુનો નોકર છે."

નઝીરની બોલતી બંધ થઇ ગઈ.

ગાઝીના આનંદનો પાર ન રહ્યો હુસેને કાગળ વાંચવા માંડયું. સઘળા શાંત રીતે તે કાગળ સાંભળી રહ્યા હતા. નઝીરનું હૃદય તો પહેલાથીજ ધડકી રહ્યું હતું ને જ્યારે હુસેને પેલું વાકય વાંચ્યું કે "પેલા નઝીરબેગથી

આવશેત રહેજો" ત્યારે તો તે જાણે મરી જવા જેવો થઇ ગયો. પણ તરતજ હીંમત રાખી અવાજને સ્હેજ ભારે કરી બનાવટી હાસ્ય કરતા બોલ્યો.

"હુંમ.......ભલો માણસ નકામો મારા પર વહેમાય છે. મારે શું લેવું દેવું ?"

"અંહંહંમ.......મી. નઝીર !" હુસેને તેને માઠું લાગેલું જોઇ સમજાવટ કરતાં કહ્યું "એતો નાહાન છે. એને કંઇ અક્કલ છે? ને અક્કલજ હોત તો તે આટલું નહીં વિચારતે ? કે તમારા જેવા એક વૃદ્ધ ઉમ્મરે પહોંચેલા પુરૂષને તેના પ્રેમ સાથે લેવુંદેવું શું ?

"હાસ્તો ! ".....નઝીરે ડાહ્યા થતાં કહ્યું " તો પણ છોકરો હુશિઆર તો ખરોજ ! જુઓને કેવો સમજી ગયો કે મેંજ તમને તેઓને એક બીજા સાથે નહી સજા દેવાની સલાહ આપી ?

"પણ હવે એટલું તો નક્કીજ કે અનવર નિર્દોષ છે." હુસેને તેના પત્ર પરથી નાકી કરીને કહ્યું, જ્યારે નઝીરે પણ પોતાનું ડાહ્યાપણું જણાવતાં કહ્યું.

"એ તો મેં પણ ક્યાં તમને કહ્યું હતું. કે અનવરે ઝુબેદાના શિયળને કલંકજ લગાડયું ? હું તો કહેતો હતો કે કદાચ તે લગાડશે. હજુ લગાડયું નથી."

"વારૂ" ગાઝીએ વખત વધારે થઇ જવાથી કહ્યું "તો હવે મી. બર્ક તમારા કેસનો ઘણીજ બાહોશીથી

અંત લાવશે એવી મને તેમની આજની બતાવેલી કુશિઆરી પરથી ખાત્રી થઈ ગઈ છે. તમે નિશ્ચિંત રહો. તમારી છોકરી તમને જીવતી આવી મળશે."

એટલું કહી ગાઝી અને બર્ક 'સાહેબજી' કરી ત્યાંથી પોતાની ઓફીસ તરફ રવાના થઇ ગયા.

## પ્રકરણ ૧૦ મું.

### "શિકાર હાથથી ગયો."



હુસેનને ત્યાંથી મતલબ જેટલી બીના જાણી ગાઝી અને બર્ક ઓફીસમાં આવી બેઠા ગાઝીએ ખુરસીમાં બેસતા ગજવામાંથી સીગરેટ કાઢી સળગાવતા બર્ક પ્રત્યે કહ્યું.

"છેવટે તમે ઘણીજ ફતેહયાબીથી ઝુબેદાના હરણનું મૂળ કારણ પકડી શકયા ?"

"મૂળ કારણ તો શું મૂળ પુરૂષને પણ !" બર્કે લંબાવતા કહ્યું "અને જો ઇશ્વર ચાહશે તો પેલા ભયંકર લુટારૂ યાકુબખાનને પણ પકડી આપીશ".

"હા હવે તમને તમારી અનુમાન શકિત પર ઘમંડ આવ્યો ખરો" ગાઝીએ મશ્કરી કરતાં કહ્યું "હવે તમે દરેક કેસો પકડી શકશો."

"ના ના ઘમંડની વાત નથી" બર્કે ઝાંખા પડતા કહ્યું "આપ ખાત્રી રાખજો કે જો નઝીરબેગજ આ કેસમાં બદમાશ સામેલ થયો તો જરૂર યાકુબખાન પણ આપણા હાથમાં આવી પડયો એમ સમજજો."

"હા પણ એના પુરતા પૂરવા તો જોઈએને."

"આ જુઓ (ગજવામાંથી કપડાનું ચીથરૂં કાઢી ગાઝીને આપતા) નઝીરના કપડાનો ટુકડો જે હું ધારૂં છું કે તેના ખમીસના છેડાનો હોવો જોઇએ. હવે રહી ફક્ત એકજ વાત કે નઝીર રહયો ડોસો પુરૂષ અને કેસ બરોબર તેને હાથે થયો છે. એ ખુલ્લું જણાઇ આવ્યું છે. હવે જ્યારે નઝીર વૃધ્ધ છે તો કોઇ જુવાન્યા માટે કરવામાં આવ્યો છે. તેમજ ઘણી ભેદી રીતે કરવામાં આવ્યો છે. જેથી એ નક્કીજ કે નઝીર યાકુબનો કોઇ મળત્યો હોવો જોઇએ."

બર્કના આ અનુમાનો સાંભળી ગઝીના ચહેરા પર ફરી આશાઓના ચિન્હો પ્રસરી રહ્યાં તેને હવે લગભગ સંપુર્ણ ખાત્રી થઇ ગઇ કે જરૂર બર્ક કંઇ કરશેજ. તેણે એકદમ ઉશ્કેરાઈને કહ્યું.

"ઓહો ત્યારે તો ગવર્નમેંન્ટ તરફથી જાહેર થએલ ઈનામ પૌંડ ૧૦૦૦ પણ તમનેજ મળશે ?"

"હવે એતો ઈશ્વરના હાથમાં છે............અરે હા મને હમણાથીજ નઝીરની તપાસ રાખવી પડશે કારણ કે તે અત્યારની ગાડીમાં હરેકણી ઉપડી જાય એ સંભવિત છે."

આટલું કહી બર્ક એકદમ ઝડપથી ઉઠયો ગાઝીએ "જાઓ પ્રભુ તમને ફતેહ આપો" કહી વિદાય કર્યો ઓફીસથી બહાર નીકળી બર્ક બેએકજ કદમ ચાલ્યો ન હશે કે એકાએક તેની દૃષ્ટી સામેના ફુટપાથ પરથી હાથમાં બેગ પકડી આવતી કોઇ એક વ્યકિત પર પડી. તરતજ એક ઝાડના ઓથામાં સંતાઇ ગયો. પેલો પુરૂષ જેમજ તેના સામેથી પસાર થયો કે બર્ક બબડી ઉઠયો "આભાર ઈશ્વરના કે એજ નઝીર છે."

નઝીર હાથમાં એક ચામડાની બેગ લઈ ઘણીજ ઝડપથી સ્ટેશન તરફ જઈ રહ્યો હતો. બર્કે તેની પૂઠ પકડી. પણ તેની ભારે અજાયબી વચ્ચે સ્ટેશન નજીક આવતાં નઝીર ઉતર તરફ જતી ગાડીના પલેટફોર્મ પર જવાને બદલે દક્ષિણ બાજુએ જતી ગાડીના સ્ટેશન પર આવી ઉભો. થોડીજ વારમાં ટ્રેન આવી સેકંડ કલાસના ડબ્બામાં નઝીર બેઠો અને બર્ક તેની બાજુના થર્ડ કલાસના ડબ્બામાં બેઠો.

પણ હવે તેનું ભેજું એક અજબજ ગતીએ ચાલી રહ્યું હતુ, તે વિચારી રહ્યો હતો કે "નઝીર તો દારેકલીમાં રહે છે ને અત્યારે તે આ ઉલટી બાજુએ કયાં જઇ રહ્યો હશે ? શું એ બદમાશે, પહેલાથીજ ચાલાકી વાપરી હુસેનબેગને પોતાનું ઠેકાણું ઉંધુ બતાવ્યું હશે ? જો એમજ હશે તો હવે જરૂર આ મારી ધારણાને પણ ચોકકસ ટેકો

મળી ગયો કે નઝીર કે યાકુબ આ બેમાંથી ખરી રીતે કોઇ પણ ઝુબેદા પર મોહ પામ્યું નથી. બલ્કે તેના પિતાની દોલત તરફજ પ્રેરાયા છે. અને એજ કારણથી તેઓએ પહેલાથીજ આ વાતની ચોકસાઇ રાખી કે હુસેનને ભલતોજ પતો બતાવ્યો. બીજું એક એ પણ કારણ છે કે જો તેઓ ઝુબેદા તરફજ લલચાયા હોય તો નઝીરે પહેલાથીજ હુસેનબેગ સાથે કેમ દોસ્તી બાંધી હશે? શું તે જાણતો હતો કે હુસેનબેગની છોકરી ઘણી ખુબસુરત છે? નહીં એ વાત તદ્દન અસંભવિત છે. જરૂર નઝીરનો અસલ ઇરાદો તો હુસેનબેગની મીલ્કતજ ઉચાપત કરવાનો હતો, પણ જ્યારે ઝુબેદા તેની નજરે પડી ત્યારે એક કાંકરે બે પક્ષિ મારવાનો હોંશ એને થયો. પણ એ ક્યાં..............."

એકાએક તેની નજર સામેથી નઝીર પસાર થયો. અને ત્યારેજ તેને સમજ પડી કે ટ્રેન ઉભેલી છે, અને ચાલતી નથી. બાર્ડ તરફ નજર કરી તો તે તારસમનું સ્ટેશન હતું. હવે તેને શંકા થઇ કે "નઝીરે કદાચ મને જોઇ લીધો તો ન હોય! ચાલો ઇશ્વર પર આધાર, જોઇએ શું થાય છે" એટલું બબડી ફરી બકેં છુપી રીતે તેની પૂઠ પકડી પણ કમનસીબે ટીકીટ નહી હોવાના કારણે ટીકેટ કલેક્ટરે તેને રોકયો, તેણે ઘણાં છુપા ઇશારા કર્યા પણ કોણ સમજે? છેવટે નિરાશ થઇ બધા પેસેન્જરોને નીકળી જવાની વાર જોતો ઉભો. કેટલીક વાર પછી જ્યારે સઘળું

સુનુ થઇ ગયું ત્યારે ધીમેથી કોઈ જુએ નહી તેમ પોતાનો છુપી પોલિસનો ચાંદ ટીકીટ વાળાને બતાવી બહાર નીકળ્યો.

પણ હવે જોઇએ તે કરતાં મોડું થઇ ચુકયું હતું. દુર દુર સુધી નજર પહોંચાડી પણ કયાંએ નઝીરનો પતો દેખોયો નહીં. તરતજ બેજાએ પાસું બદલ્યું, એક મોટર વાળાને બોલાવી તેને એકાદ ગીનીની લાલચ આપી સ્ટેશનથી જતી સઘળી ગાડીઓને ક્રોસ કરવાનું કહ્યું. મોટર વાળાએ એક પછી એક સઘળી ગાડીઓ પસાર કીધી પણ એકકે ગાડીમાં નઝીર ન દેખાયો. બર્ક તદ્દન નિરાશ થઇ ગયો કે "શિકાર હાથથી છટકી ગયો" મોટર પાછી વળાવી ફરી સ્ટેશન પર આવી પહોંચ્યો. મોટરવાળાને પૈસા ચુકવી ઉતરેલે મોઢે એક બેન્ચ પર આવી બેઠો.

---

## પ્રકરણ ૧૧ મું.

### "બીજી એક વ્યક્તિ."




ર્યે અર્ધી ઉપરાંત આકાશી સફર કરી નાખી હતી. બર્કનો શિકાર છટકી ચુકયો હતો. ચોકકસ નિરાશા તેના મોં પર પ્રસરી રહી હતી. જો કે તેને એટલી તો ઉમેદ હતીજ કે નઝીર ફરી કોઇ પણ દીવસે તો હુસેનને ઘેર આવવાનોજ પણ અત્યારે જે વિચાર તેને ઉદાસ કરી

રહ્યો હતો તે એજ કે જેટલી જલ્દી તે ઝુબેદાના હરણ કરનારને પકડવા માંગતો હતો તેટલી જલ્દી હવે પકડી શકશે નહી.

કુદરત હંમેશ મનુષ્યને સતાવવામાંજ સંતોષ માને છે. અને 'આશા' જેવી ચિજને હંમેશા 'નિરાશા' જેવી નિષ્ઠુર વસ્તુમાં સંતાડી રાખે છે. બર્કનું ભેજું જાત જાતના તર્કવિતર્કોથી ચકચુર હતું, આંખો દયાજનક હતાશતા દાખવી રહી હતી કે અચાનક તેમાં પ્રકાશ ઝળકી ઉઠયો. બર્કની મુખાકૃતિએ પણ રંગ બદલ્યો. સામેની હોટલમાંથી નીકળીને જતા એક પુરૂષ પર તેની નજર પડી જો કે તે પુરૂષ નઝીર જેવો ખુંદો ન હતો તે તેની માપૂળ કમ્મરમાંથી વળેલો ન હતો, તેમજ ચાલવાની ઢબ ઉપરથી ઉંમરમાં પણ નઝીરથી અર્ધો અર્ધ નાનો હોય એમ પાછળથી દેખાતો છતાં તેણે જે બેગ પકડી હતી તે નઝીરની હતી, બર્કે પૂઠ પકડી એકદમ પાસે આવી જોયું તો બુટ પણ નઝીર જેવાંજ હતા. ફકત ફેર અમે ઉપર જણાવી ગયા તે અને કપડાં તથા નઝીર જેવા ગળા સુધી લટકતા લાંબા વાંકડીઆ વાળ ન હતાં. સમજી ગયો કે "એ નઝીરનો નોકર હોવો જોઇએ. થોડીવારમાં તે પુરૂષ જમણા હાથની એક ગળીમાં વળ્યો અને નાકા પર આવેલા એક બંગલાના બારણાં પર ટકોરા દીધા અંદરથી સવાલ થતાં તેણે જવાબ આપ્યો "કાસિમખાન" આ સાંભળતાજ બારણું ખુલ્યું કાસિમખાન અંદર ગયો

અને બકર્ જાત જાતના વિચારો કરતો પબ્લિક સડક પર આવી ઉભો.

વિચારમાં હતો કે "હવે કયાં જવું" કંઇ સમજણ પડી, બજાર તરફ જવા નીકળ્યો. બિચારાના નસિબમાં પહેલા દુઃખ ઉઠાવવાનુ હતું. જેથી એકાએક એક ચાર ઘોડાની ગાડીની અડફટમાં આવી ગયો. ધડામ લઈ જમીન પર પટકાયો, માથું પુટી ગયું, અને બેભાન થઇ ગયો.

ગાડીવાળાએ ગભરાઇને ઘોડાઓને ચાબુક લગાવી પૂરપાટ છોડી મૂકયા લોકોએ ઘણી બુમો પાડી પણ ઘોડાઓ ઘણાજ વેગથી દોડી રહ્યા હતા જેથી કોઇ તેઓને પકડવાની હીંમત કરી શકયું નહી.

જરા વારમાં લોકો એકઠા થઇ ગયા. એકાદ દયાળુ પુરૂષે ઝટ પાણી મંગાવી માથા પર નાખ્યું એકાદ જણે આંખો દાબી થોડીવાર પછી ભાન આવતાં બકર્ ધીમેથી ઉભો થયો "ગાડી કોની હતી? અંદર કોણ હતું?" વિગેરે પૂછતા કોઇએ કહ્યું કે "ગાડીતો કાસિમખાનની હતી પણ અંદર કોઇ બેઠેલું ન હતું."

ઘા વધારે ઉંડો ન હતો અર્ધા કલાક પછી જરા સ્વસ્થ થતા પોલિસોએ ફર્યાદ વિગેરે માંડવાનું ઘણું કહ્યું છતાં કોઇપણ જાતની પરવા કર્યા વગર તે ફરી પોતાના કાર્ય માટે ઉઠી ચાલતો થયો.

ફરી કોણ જાણે તેના ભેજામાં શું આવ્યું કે ત્યાંથી

નજીકની પોસ્ટ ઓફીસ પર પહોંચી ત્યાંના પોસ્ટ માસ્તરને પોતે સી. આઇ. ડી, પોલીસ છે. એમ જણાવી તેને કહેવા લાગ્યો.

"હું આહ્વાનથી આવ્યો છું અહીં મારો એક અગત્યનો માણસ આવ્યો છે. તેમજ તમારી કેટલીક મદદની જરૂર પણ પડી છે.

"ભલે ઘણીજ ખુશીથી" પોસ્ટ માસ્તરે કહ્યું "એતો મારી ફરજ છે હું તમને મદદ કરવામાં મારૂં બનતું કરીશ"

"પણ વાત આપણા બે સિવાય કોઇ સાંભળી ન શકે?"

"ભલે હું સંભાળ રાખીશ અત્યારે તો અહીં કોઈપણ માણસ નથી."

"વારૂં ત્યારે સાંભળો અહીંની પેલી ઉત્તર તરફની સડકની જમણા હાથની ગલીના નાકા પર જે બંગલો છે. તે કોનો છે? અને જો જાણતા હોવ તો ત્યાં રહેનાર માણસ શું કામ કરે છે અથવા કેટલો પ્રખ્યાત છે."

"હા સમજી ગયો" માસ્તરે કહ્યું "એ બંગલાવાલા પર અહીંના આખા પોલિસખાતાને પણ શક છે કે તે યાકુબખાનનો મળત્યો છે."

"એ કેવી રીતે માલમ પડયું?"

"કહે છે કે કેટલીક વખત પોલિસોએ પોતાની આંખે તે બંગલામાં યાકુબખાનને ઘુસતો જોયો અને તરતજ તેઓએ તે બંગલાની બારીકમાં બારીક તપાસ પણ લીધી. પણ કંઇ

બચ્યું નહી."

"તો હવે તેઓ શું ધારે છે?"

"તેઓનું માનવું છે કે યાકુબખાન જાદુગર છે."

બર્ક હસ્યો, ફરી પુછ્યું.

"બીજી કોઇ જાણવા જેવી વાત નથી બની?"

"તેતો કદાચ પોલિસો જણાવી શકશે. નહી તો તમે અહીંના સી. આઇ. ડી. ઇન્સપેકટર આબ્રાહામને મળો તો તે વધુ વિગત જણાવી શકશે."

"હા મારો પણ એજ વિચાર હતો....આબ્રાહામ નામ છે કેમ? ત્યારે તો જાતનો યાહુદી હોવો જોઇએ?"

"હાસ્તો" પોસ્ટ માસ્તરે કહ્યું,

બર્ક આટલીજ બાબતો પરથી કેટલેક અંશે સંતોષાયો. અને તે જે ખાસ વાત કરવા માટે પોસ્ટ માસ્તર પાસે આવ્યો હતો તે તેના કાનમાં ઘણેજ ધીમેથી કહી થાણા તરફ ચાલતો થયો.

તારસસના ઇન્સપેકટર આબ્રાહામ પાસે આવી પોતે કોણ છે અને શા કામ માટે આવ્યો છે વિગેરે જણાવી પુછ્યું.

બર્ક—સાંભળ્યા મુજબ પોલિસો કાસિમખાનને યાકુબનો ગોઠયો ધારે છે.

આબ્રાહામ—વાત ખરી છે. પણ, મારે કહેવું જોઇએ કે આ કામ ઘણુંજ પેચવાળું છે. તેમજ કાસિમ અને યાકુબ

ઘણુંજ ભેદી માણસો છે. કદાચ તમે નહી જાણતા હોવ કે એજ યાકુબ ખાન માટે મેં પણ અસહ્ય મુસિબતો ઉઠાવી છે તેમજ બે ત્રણ વખત ભયંકર મોતના મુખમાંથી બચી આવ્યો છું. તે સિવાય અહીં મોટા મોટા ડીટેકટીવો પણ આવી ગયાં છતાં કોઈ તેની ભાળ શુદ્ધાં કાઢી શકયા. નહી.

"એ હું જાણું છું" બર્કે કહ્યું "છતાં મારે પણ કોશેષ કરવી જોઇએ અને જો કે હું બડાઈ મારવી પસંદ નથી કરતો છતાં એટલું તો જરૂર કે જો હું કદાચ યાકુબને ન પકડી શકીશ પણ કાસિમ તો મારો ગુન્હેગાર છેજ."

"તે તમે શા પરથી નકકી કરો છો?"

"જે માણસની પુઠે હું આવ્યો હતો તેનો એટલે નઝીરબેગનો તે સાથી છે એમ પુરવાર કરવાને હું જોઇએ તે કરતાં વધુ શકિમાન થઇશ એવી આશા છે. પણ શરત એટલી કે તમે પણ થોડી ઘણી બીના જણાવી શકો તો."

"ભલે હું મારૂં બનતુ કરીશ."

"ઉપકાર" બર્કે કહ્યુ "વારૂ કાસિમની હીલચાલ પરથી અથવા કોઇના કહેવાથી એટલું જણાયું છે કે તે કયારે કયારે કયાં કયાં જાય છે? અથવા બહાર જાય છે તો કેટલા દીવસે પાછો ફરે છે?"

"એમ તો એ ઘણી વખત બહાર જાય છે. પણ જયારથી અમોએ તેના પર બારીક નજર રાખવા માંડી છે ત્યારથી કદી પણ તે એક દીવસથી વધુ બહાર રહ્યો નથી અલબત

અત્યારેજ મને એક જાસુસ ખબર આપી ગયો છે. આ વખતે તે પુરા બે દીવસ ક્યાંક રહી આવ્યો છે."

અનવરની આંખો પૂનઃ આશાથી ઝળકી ઉઠી તેણે વધારે અધીરા થઇ પૂછ્યું.

"એ ક્યાંથી આવ્યો અને ક્યાં ગયો હતો તે વિષે કોઇ કંઇ જણાવી શક્યું નથી?"

"એજ તો આશ્ચર્યની વાત છે ને?....કે આ વાત આજ સુધી કોઇ પણ જાણી શક્યું નથી. પ્રભુ જાણે એનામાં શું કરામત છે કે અધ્ધર રસ્તામાંથી પોલિસની આંખ સામેથી પ્રભુ જાણે ક્યાં ગુમ થઇ જાય છે. કે ફરી તે જગ્યા પર દીવસો સુધી તેનો પતો લાગતો નથી મને તો લાગે છે કે તે જાદુજ જાણે છે."

ઘણું રોકવા છતાં બર્ક ફરી હસી પડયો પણ તરતજ તેણે સ્વસ્થ થતા કહ્યું. "મને તો આ વાત અસંભવિત લાગે છે, અને તે પૂરવાર કરવા જો તમે એટલુંજ જણાવો કે તે વધુ કરીને કઇ જગ્યાઓ પરથી ગુમ થયા કરે છે તો શકિતમાન થાઉં તેમ છે."

ઇન્સપેકટર આબ્રાહામ પોતે પણ ગુચવણમાં હતો બલ્કે આ વખતે તે એક અજબ જાતાના અચંબામાં હતો કે "આ આજકાલનો છોકરો જાદુને કેમ બિલકુલ માનતો નથી તેમજ બંને વખત જાદુનું નામ આવતા તે કેમ હસી પડયો હશે?" તેણે સ્હેજઝાંખા પડતા કહ્યું.

"પણ હું નથી ધારતો કે એ જાણુવાથી તમે કોઇ પણુ જાતના નિર્ણુય પર આવી શકશો કારણ કે જ્યારે એક માણુસ વીજળીજ માફક ગૂમ થઈ જતો હોય તો પછી "ક્યાં" અને "કયા રસ્તા પર" જાણુવાથી ફાયદો શું ? છતાં જો તમને તે જાણુવાનું અગત્યનુંજ લાગતું હોય તો મારે જણુાવવામાં કંઇ અડચણુ નથી" આબ્રાહામે ખુલાસો કરતા કહ્યું "કેટલીક વખત તો તે સ્ટેશન નજીકથીજ અને કેટલીક વખત સ્ટેશનની ફૂર્સ્ટ કલાસના ઉતારૂઓ માટે બાંધેલી સંડાસમાંથી ગૂમ થયો હતો."

"બર્ક એકદમ આનંદમાં ઉછળી પડયો અને એટલું કહી ઓફીસ બહાર નીકળી પડયો કે "વારૂ ત્યારે પોલિસની જોઇતી મદદ આપજો."

"આબ્રાહામ તો જોતોજ રહી ગયો તેના મોંમાંથી ધિક્કારના ઉદગારો નિકળી પડયા "મૂર્ખાઇના ફાંફાં છે."

બર્ક બહાર નીકળતાજ એક ભાડાની ગાડી કરી સ્ટેશનની તે હોટલ તરફ કે જેમાંથી કાસિમખાન બપોરે નિકળ્યો હતો. રવાના થયો.



# પ્રકરણ ૧૨ મું.

## "ભેદી પત્ર."



**ની**રાશામાંથી દીપી નીકળેલા આશાઓના ચિન્હોને લીધે બર્કને આજની ગાડી માંડી વાળવી પડી અને હવે તે અમુક દીવસો માટે અહીંજ રહેવાના મકકમ ઈરાદા પર આવી ગયો અને અત્યારે તેને જે હોટલ પર વહેમ હતો અથવા તે જે હોટલમાં જવા માંગતો હતો તેમાં આવી પહોંચ્યો.

આ તેજ હોટલ હતી કે જેમાંથી બપોરે બર્કે કાસિમખાનને નિકળતા જોયો હતો. હોટલ મોટી તથા વિસ્તારવાળી હતી તેમજ અંદર ગોઠવેલું ફરનીચર પણ ઘણીજ વ્યવસ્થિત રિતે શોભી રહ્યું હતું. આજુબાજુ વિસ પચ્ચિસ નાની નાની ખોલીઓ હતી કે જેમાં બેથી વધુ માણસ ન રહી શકે તેમજ વચમાં જુદા જુદા ટેબલો ગોઠવેલા હતા એક તરફ માલેકનું ટેબલ મુકેલું હતું ટેબલની બાજુમાં એક મોટું લાકડાનું બોર્ડ ટાંગવામાં આવ્યું હતું જેમાં દરેક બહારગામના ઉતારૂઓમાંથી પેલા વિસ પચ્ચિસ રૂમોમાંથી ભાડે રાખેલા રૂમોના નંબર, ભાડે રાખનારના નામ તેમજ ભાડે રાખ્યાની તારીખ વિગેરે છુટાં છુટાં લખેલાં હતાં.

હોટલમાં આવતાજ બર્કની આંખ તે બોર્ડ પર પડી તરત વિચાર આવ્યો કે 'નઝીરનું નામ તેમાં હશે' પણ

તેની તે ધારણા ખોટી પડી ;આખા બોર્ડમાં નઝીરનું નામ ન હતું. ફરી કંઇ વિચાર આવ્યો અને બબડયો કદાચ તેણે મને જોઇ લીધો હોય અને તેથી નામ બદલી નાખ્યો હોય તો કોણ જાણે ! લાવ જોઉં ભાડે રાખ્યાની તારીખ પરથી કંઇ માલમ પડે છે ? ”

ઈશ્વરે બક્ષેલી એક અજબ જાતની ફકત અનુમાન શકિત પરથીજ અહીં સુધી આવેલા બર્કનું આ અનુમાન પણ ખોટું ન પડયું અને તેમાં તેને કુદરતી મદદ મળી એમ કહીએ તો ચાલે કારણ કે તે આખા બોર્ડમાં આજની તારીખે ભાડે રાખેલા રૂમના ખાનામાં ફકત એકજ મુસાફરનું નામ હતું.

નામ ‘રઉફબે’ હતું બર્કથી બોલાઇ ગયું વાહરે ! ! ! કાસિમખાન ઉર્ફે નઝીરબેગ અને હવે રઉફબે ! પણ યાદ રાખજે બચ્ચા તું કદી પણ મારા હાથમાંથી બચવાનો નથી, તારા બાજુનુંજ રૂમ રાખી મારી પણ હોશિયારી તને બતાવું.”

એટલું કહી બર્કે રઉફબેના બાજુનું રૂમ એટલે રઉફબે નંબર ૫ ના રૂમમાં રહેતો હતો તો તેણે નંબર ૬ નો રૂમ ભાડે રાખી લીધો. રાત પડી ચુકી હતી ખાવાનો ઓર્ડર આપી રૂમમાં જઇ બેઠો. થોડીવાર પછી નોકરે ખાણું લાવી ટેબલ પર મુકયું. પણ આશ્ચર્યની વાત કે જમીને પરવાર્યા બાદ રૂમાલ માટે ગજવામાં હાથ નાખતા

તે એકદમ ચમકી ઉઠયો. ફરી ધીરજથી ગજવામાંથી તે એકદમ ચમકાવનારી ચિજ કાઢી જુએ છે તો તે એક મોટું કાગળનું કવર હતું. ફાડીને અંદરનું પત્ર કાઢયું તેમાં નિચે પ્રમાણે લખેલું હતું.

મી. ગાઝી ઉર્ફે બર્ક.

સાંભળ્યા મુજબ મને પકડવાનો કેસ તમે લીધો છે. જો એ વાત ખરીજ હોય તો હું તમને એક સાચ્ચા બહાદુર દાખલ ચેતવણી આપું છું કે તમારે આ કેસથી હાથ ધોઇ નાખવા. તમારૂં એક પણ કાર્ય મારાથી અજાણ નથી. તમે એમ સમજો છો કે "હું તમને ઠોઠ બર્ક સમજીને જવા દઇશ ?" નહીજ હાલ તમારી જગ્યા પર અને તમારા નામ હેઠળ કામ કરનાર પુરુષને પણ હું ઓળખું છું. તેમજ મારા માણુસો તમારા કાર્યને સમજી ચુકયા છે. મારી વાત તો બાજુએ રહી પણ નઝીરબેગને સુદ્ધાં હવે તમે પકડી શકવાના નથી. જો કે તમે નઝીરને ગુન્હેગાર બનાવવા જેટલા પૂરાવા મેળવી શકયા છો. પણ તમે જાણુતા નહી હોવ કે તે મારો માણુસ છે. વધારે કહેવાની જરૂર નથી ફકત એક દયા ખાતર તમને ચેતાવું છું. કે મારી ભયંકરતા હંમેશ નજર સામે રાખજો નહી તો બીજા ડીટેકટીવો માફક છેવટ આવશે. તેમજ મારા ઘાતકી પંજામાં સપડાઇ કમોતે મરશો. દાખલામાં આ ચિઠ્ઠી કેવી બેહી રીતે તમારા ગજવામાં આવી તેનો વિચાર કરી લેજો.

લી૦ યાકુબ.

પત્રના વાકયોએ બર્ટના હૃદયને મુંઝાવી મૂકયો તેમજ કોણ અને કેવી રીતે તે પત્ર તેના ગજવામાં નાખી ગયું એ વિષે તો તે હદ વગરનો નિરાશ થયો છતાં એમ તો નજ કહી શકાય કે તે આ પત્રથી બિલ્કુલજ ભય પામી ગયો ! નહીં : થોડીવાર માટે તેના વિચારો ફેરવાઈ ગયા હતા પણ તે આથી તેમજ દઢ સ્વભાવનો હતો તરતજ બબડી ઉઠયો "જા ભાઈ જા........પ્રાણ કંઈ તારા હાથમાં નથી ! જોઈએ તો આવા સો પત્રો મોકલની ! મોત હશે તો મરીશ."

આટલું બબડી તે શાંત થવાને બદલે વધુ ઉશ્કેરાયો અને પોતાની ભેજ કાઢી કાલે કયો રંગ બદલવો તથા કયો વેષ ધારણ કરવો તેના અખતરા અજમાવવા લાગ્યો.

## પ્રકરણ ૧૩ મું.

### "બીજો એક ઉમેરાયો."




'વાર પોતાનો ડંકો વગાડતી આવી ઉભી સૂર્યે આકાશી પ્રવાસનો ત્રીજો ભાગ પૂર્ણ કરી દીધો પણ હજુ કંગાલ દરીદ્રો તેમજ હરામના ટુકડા પર જીવન ગુજારનારાઓએ પોતાના બિછાના છોડયા ન હતા. આંખો

ચોળતા બગાસા ખાતા કાસિમખાનના બંગલામાં એક ઉઠયો બીજો ઉઠયો અને ત્રીજો ઉઠયો હજુ આંખમાંની ઉંઘ ઉડી ન હતી કાસિમે ખુરશીમાં બેસતા કહ્યું.

"ચાલ મોહંમદ નાસ્તો લઇ આવ ઝુબેદા પણ ભૂખી થઈ હશે."

મોહંમદ આળસ મરડી ઉઠયો અને સીગરેટ સળગાવતો નાસ્તો લેવા હોટલ તરફ રવાના થયો.

કાસિમખાન ચ્હેરાનો ઘણોજ બદસુરત તથા બેડોલ હતો. નઝીરબેગના વેષમાં તે જેટલો કદ્રુપો હતો તેના કરતા બમણો તે આ વેષમાં ભય ઉપજાવનારો લાગતો નઝીરના વેષમાં પહેરેલી વાળની ટોપી તથા કાળી દાઢી કાઢી નાખ્યા બાદ તેનો ચ્હેરો એટલો બિઆમણો દેખાતો હતો કે માણુસ વાત કરતા ભય પામે. એકતો કાળો મેંસ જેવો ચ્હેરાનો રંગ, ઉપરથી તે પર જાણે તેજાબથી પડી ગએલાં કોઇક જાતનાં ચાઠાઓ વધારે બીઆમણું બનાવી રહ્યાં હતાં. તેની દરીદ્રતામાં વધુ આશ્ચર્ય ઉપજાવનાર વાત તો એ હતી કે તે કદી પણ સ'વારમાં ઉઠયા બાદ કે રાત્રે સુવા જતા પહેલા પોતાનું મોં ધુતો નહી બલ્કે ખાલી મોંમાં પાણી લઇ કોગળાજ કરી લેતો. ગમે તે હોય પણ હંમેશ તે ગંદોજ રહેતો. એમ કહીએ તો ચાલે.

મોહંમદે નાસ્તો આણ્યા બાદ ત્રણેએ તે કરી લીધો. કાસિમને એકાએક કંઇ યાદ આવતા તે કરીમ પ્રત્યે બોલ્યો.

"હાં તો પછી કાલે શું થયું ? હું પુછવાનું ભુલીજ ગયો."

"થવાનું શું હતું !" કરીમે પ્રત્યુત્તર વાળ્યો "તમારા સુચવ્યા મુજબ હું ચિઠ્ઠી લઇને તેની પાછળ પડયો થોડે દૂર ગયા બાદ મોહંમદ પણ ગાડી લઇને આવ્યો અને જ્યારે બર્ક રસ્તાની પેલી બાજુ પર ગયો કે તરત તેણે ઘોડાને ચાબુક લગાવી એવી તો સફાઇથી ગાડીનો ધકકો મારી નીકળી ગયો કે તે ચત્તોપાટ ભોંય પર પછડાયો. તરતજ મેં લોકો એકઠા થાય તે પૂર્વેજ તેને ઉંચકવાને બહાને તેના બહારના ગજવામાં તમારી ચિઠ્ઠી સેરવી દીધી."

"વાહ ઘણીજ ઉસ્તાદીથી કામ લીધું" કાસિમે ખુશ થઇને કહ્યું "વારૂ હવે ટપાલ આવી ગયા પછી હું ગુએદા પાસે જઇશ અને તમે લોક ઘણીજ ચોકસાઇથી પેલી યાહુદીની હોટલમાં જઈ તેના પર ધ્યાન રાખો કારણ કે કાલે જ્યારે હુ વેષ બદલી ત્યાંથી નીકળ્યો ત્યારે તેણે મને જોયું હતું અને ત્યાંથીજ તે મારી પાછળ પડયો હતો. માટે કદાચ હોટલમાં જઇ તે બારીક શોધ ખોળ કરશે અને કંઇ પણ પતો મેળવશે માણસ ઘણો હુશીયાર છે. ઘણીજ હોશિઆરીથી કામ લેજો કદાચ ઓળખી જશે બલ્કે મારા ધારવા મુજબ તે તેજ હોટલમાં ઉતરેલો પણ હોવો..........."

કાસિમ આ સૂચનાઓ આપીજ રહ્યો હતો કે પોસ્ટમેને આવી બારણું ખખડાવ્યું તરત કાસિમ પોતેજ કાગળ

લેવા ઉઠયો. કાગળ લેતા તે બોલ્યો "કેમ પેલો પોસ્ટમેન ક્યાં ગયો."

"તેની બદલી થઈ સાહેબ" ટપાલીએ જવાબ આપતા આગળ વધાર્યું "અને મને આ લત્તામાં ઢકેલી ઘાલ્યો."

પોસ્ટમેનનું આવું બોલવું સાંભળી કાસિમે આશ્ચર્ય પામતા પુછયું

"કેમ ઢકેલી ઘાલ્યો બોલો છો? આ લત્તામાં કંઈ દુઃખ છે એમ??"

"ના સાહેબ દુઃખ તો નથી પણ બજારના લત્તામાં ઠીક પગાર મળતો હતો અહીં ઘણો ઓછો મળશે."

"કેમ અહીં કેટલો મળશે?"

"ફકત પંદર શિલીંગ." પોસ્ટમેને દયાજનક મોં બનાવતા કહ્યું. "તેમાં છ બચ્ચાં અને અમારૂં ગુજરાન ચલાવવાનું ઘણું ભારે પડે છે."

આટલું બોલી તે દુઃખી પોસ્ટમેન જવા લાગ્યો પણ કાસિમ ગમે તેવો હતો મગર આ વાત સાંભળી તેના હૃદયમાં દયા ઉભરાઈ આવી જેથી તેણે "આમ આવો" કહી પાસે બોલાવી નીચેથી ઉપર સુધી તેને જોવા માંડયો.

આટલો દુઃખી છતાં શરીરે કદાવર બાધાંનો, નાક નકશામાં વધારે ખુબસુરત નહીં પણ સહેઃ રૂ જેવી લાંબી કાળી દાઢી ચહેરાને ઠીક દીપવી રહી હતી. દેખાવ પરથી લગભગ પચાસએકની ઉંમર જણાવવાથી કાસિમ પુરા

નિશ્ચય પર આવી ગયો અને બોલ્યો.

"જુઓ ભાઇ તમારી દુઃખ કહાણી સાંભળી મને અત્યંત દયા આવી ગઇ છે જો તમે સારી રીતે અને અમારી મરજી મુજબ રહેશો તો અમે તમને મહીને ખાઇ-પીને પચીસ શિલીંગ આપીશું."

"પણ સાહેબ એતો કાયમની નોકરી" પોસ્ટમેને નિરાશ થતાં કહ્યું "આપની નોકરી સદા રહેવાની હોય તો કંઇ નહીં."

"સમજીને ચાલો તો તમામ ઉમરની નોકરી છે."

"સમજીને શું કરવાનું છે! આજ્ઞા કરશો તે મરતાં સુધી પણ પૂર્ણ કરીશ."

"અને ન કરશો તો જીવથી માર્યા જશો."

"પણ કરવા જેવી હશે તો? સાહેબ" પોસ્ટમેને ઘબરાઇને કહ્યું.

"ના ના કરવા જેવીજ....બિલકુલ રહેલી....અને તે એ કે અમારી વચ્ચે બોલાએલો એક પણ શબ્દ બહાર જવા ન પામે."

"પણ હું બહાર કહું શા માટે?"

"વખતે કોઇ અમારા કરતાં વધારે પગાર આપે ને તમે કહી દો."

"નારે સાહેબ એમ કંઇ બને? જયારે મને પ્રાણ ખેવાનીજ બીક હોય ત્યારે શા માટે હું મારા પછી મારા બાળબચ્ચાઓની પરવા કર્યા વગર તેમ કરૂં?"

તે હું નથી જાણતો તમારે કબુલ છે કે નહી. ફકત

એટલુંજ જણાવો. એક શબ્દ પણ બહાર જશે તો બીજેજ દીવસે ઠાર માર્યા જશો."

"ભલે મને કબુલ છે." પોસ્ટમેને બે ધડક કહ્યું.

"વારૂં ત્યારે જાઓ આજેજ ટપાલની નોકરી છોડી બપોરથી કામે ચઢી જાઓ" કાસિમે કહ્યું "તમારૂં નામ શું.

"સાહેબ રફીક......" પોસ્ટમેને જતા જતા કહ્યું.

"ચાલો બહુ સારૂં થયું," કાસિમ એમ કહેતો કરીમ તરફ ફર્યો "પેલો ગાઝી પણ અત્રે આવેલો છે અને આપણને એક ઠરેલ ઉંમરના માણુસની જરૂર પણ હતી. આ માણુસ ઠીક પડશે....પણ હા પહેલાં પહેલા એની ખુબ કસોટી કરજો બપોર પછી આવવાનું કહી ગયો છે.એમ હશે તો એનેજ ગુફાનું કામ સોપીશું અને તમે લોક પોલિસો પર દેખરેખ રાખવા ફરતા રહેજો.

બંનેએ જવાબ આપ્યો નાસ્તાની થાલી લઈ "હું ઝુબેદાને નાસ્તો કરાવી આવું છું. અને મોહંમદ તુ સી. આઇ. ડી. ઈન્સપેકટરની ઓફીસપર જઇ તપાસ કાઢી આવ કે આજે કોણ કોણ સી. આઇ. ડી. કયા કયા કેસ માટે નીકળ્યા છે." કહી કાસિમ પોતાના રૂમ તરફ ચાલતો થયો.



# પ્રકરણ ૧૪ મું.

## "ભયંકર ધમકી."



અહોનિશ ચેન આરામના સુખી પારણામા ઝોલા ખાતી જુબેદાનું ચંદ્ર સમાન લાવણ્ય આજે તે કળીઓ માફક કે જે વસંત જેવી રૂતુની ઠંડી લ્હેરોમાં આઝાદીથી આમતેમ ડોલતી એકાએક કોઇ ક્રુર માળીના હાથે તુટીને કરમાઇ જાય છે. તેમ ફીકાશ મારી ગયું હતું. એકતો અનવરની જુદાઇએજ તેને હાલથી બેહાલ કરી નાખી હતી, વધારામાં પિતાની અખુટ દોલતના ખોળામાં આળોટતી કમબખત કાસિમખાન ઉર્ફે નઝીરબેગના કપટી પંજામાં સપડાઇ આ અંધારી ભયંકર ગુફામાં કેદી બની આવી પડવાથી તે વધારે દુઃખી થઇ ગઇ. તે ખીલેલો ગુલાબ સમાન ચ્હેરો દુઃખ ઉદાસી અને હતાશથી એવો તો કરમાઇ ગયો હતો કે પત્થરના દીલવાલાની આંખોમાં પણ એકવાર આંસુ ભરાઇ આવે. તે ચંદ્રરૂપી સૌંદર્ય અસહ્ય દુઃખોરૂપી વાદળાઓમાં ઘેરાઇ ઝાંખાશ મારી ગયું હતું.

ગુલાબી ગાલોની લાલાશ નાઝુક પાતળાં ઓષ્ઠોની રંગત વિગેરે નાશ પામી ચુકી હતી. બે નાની કાળી તરવારો જેવાં ભવાં નીચે તે અહોનિશ કોઇ પણ જાતની ફીકર વગર આમતેમ પલકારા મારતી ચળકતી ઝીણી ઝીણી આંખો

એવી તો ફીકફી, ફીકરમંદ તથા સ્થિર બની ગઇ હતી કે જાણે તેઓમાં જીવજ ન હતું.

અંધકારમયી ભયથી ભરપુર, હૃદયભેદક ઘટાઓથી છવાએલી તે દુઃખ અને ઉદાસીની કાસિમખાનની ભયંકર ગુફાનાં એક ખુણામાં મુકેલા ખાટલા પર બેઠેલી ઝુબેદા પચાસ વરસની ડોસી કરતાં પણ બુરી દેખાતી હતી ઉપસેલાં સુંદર ગાલો દુઃખ અને રંજથી ખાડામાં બેસી ગયાં હતાં. એકાએક ફરી તેની છાતી ઉભરાઇ આવી ઓષ્ઠો હાલવા લાગ્યા "અનવર અનવર....તેંજ મને દુઃખી કરી...."

હજુ તે કંઇ વધારે બોલે તે પૂર્વેજ તેના માથા પર કોઇનો હાથ મુકાયો, શાંત થઇ ગઇ અને મંદ ગતીએ માથું ઉંચકી જુએ છે તો એક અતિ ખુબસુરત ચહેરાનો ઉંચા મજબુત બાંધાનો કોઇ શખ્સ ઉભેલો જણાયો. ઝુબેદા ચમકીને ખસી ગઇ, તેણે કહ્યું

"ઝુબેદા ન ગભરા હવે તું નઝીર કે કાસિમના કબજામાં નથી બલ્કે મારા આશરા હેઠળ છે. હું તને સુખી કરીશ, તને નઝીર બેગ હાથે મંગાવનાર પણ હુંજ છું. અહીં તારા પર કોઇપણ જાતનો જુલમ થવાનો નથી તને અહીં મંગાવવામાં મારો ખરો હેતુ ફકત પરણવાનો છે. હું વચન આપું છું કે મને કોઈપણ દુષ્ટ હેતુએ તને અહીં મંગાવાવાને ઉશ્કેર્યો નથી."

જો કે ઝુબેદા આવનાર પુરૂષની ખુબસુરતી જોઇ

છઠક થઇ ગઇ હતી છતાં અનવરની પ્રેમમુર્તિ તેના હૃદય માટે એક એવી છબી હતી કે જેને દુન્યાની કોઇપણ ખુબસુરતી ભૂસી શકતી ન હતી. ઝુબેદા શાંત હતી. અજાણ્યાએ ફરી કહેવા માંડ્યું.

"ઝુબેદા કેમ હાથે કરીને 'દુઃખ ખરીદે છે ? તું કદાચ એમ સમજતી હશે કે "તારા પિતાની દોલત તરફ લલચાઈને મેં આ કામ કર્યું છે." તો તે તદ્દન ભૂલ ભરેલું છે. કારણ કે જો તારા પિતાની દોલતજ મને જોઇતી હત, તો મારી પાસે તેના ઘણા રસ્તા હતા. હું એક પળમાં તે મેળવી શકતો હતો, મારૂં નામ તેં અનેક વખત સાંભળ્યું હશે. પણ અત્યારે તે તું ધારી શકતી નથી. હું તને કાલે પણ કહી ચુકયો અને અત્યારે પણ કહું છું કે અનવર જેવા એક કંગાલ પાછળ જીંદગી બરબાદ ન કર હું કંઇ અનવર કરતાં ઓછો ખુબસુરત નથી. અનવર એક કંગાલ ભિખારી છે. અને મારી પાસે કરોડોની દોલત..........."

"બસ કરો પ્રભુ ખાતર બસ કરો."

હવે ઝુબેદાથી ન સહન થયું પોતાના તનમનના માલેક માટે વપરાતા શબ્દોથી તે બિચારી ગુસ્સે તો શું દુઃખી અવાજે ગળગળી થઈ બોલી "તમે માલદાર છો તો ભલે હોવ...મને મારો અનવરજ મુબારક........ Love is blind પ્રેમ આંધળો હોય છે. મારે માટે અનવરજ એક એવી દોલત છે કે જેની બરાબરી તમારી કે

દુન્યાની કોઇપણ દોલત કરી શકતી નથી."

ખરેખર જે પ્રેમ નિર્દોષ ઉંમરમાં એટલે બાળવયમાં બંધાય છે. અને ચાલુ રીતે યુવાનવય સુધી પહોંચે છે. તેને કોઇ પણ શક્તિ તોડી શકતી નથી. જો કે યાકુબ ત્રીસ વરસનો દેખાવડા ચ્હેરાનો તરૂણ યુવાન હતો તેમજ શરીરની ઉંચાઇ, બાંધાની મજબુતાઇ, રંગનું ગોરાપણું વિગેરે સુચવી રહ્યાં હતાં કે તે ખાસ તુર્કી બચ્ચો હોવો જોઇએ છતાં તેના નામ સાથે વપરાતો "ખાન"શબ્દ અને તેની તુર્કી ભાષા બોલવાની ઢબ ઉપરથી સાફ જણાતું કે તે કોઇ પરદેશી હોવો જોઇએ. તે શિવાય કયાં યાકુબખાન એક બદમાશ, ચોર, લુટારૂ ખુની અને હરામખોર. ત્યારે બીજી તરફ અનવર એક ડાહ્યો, સદ્‌ગુણ, પ્રમાણિક, માયાળુ, અને વિચારવંત પુરૂષ અનવરની પ્રેમમૂર્તી જુબેદા માટે એક જાતનું ખાસ મરણ જીવનનું સાધન હતું. અને અત્યારે પણ તે જેની આશાઓમાં જીવી રહી હતી તે ફક્ત અનવરજ હતો, અનવરને મળવાની આશાઓજ તેને જીવાડી રહી હતી. જો કે યાકુબે તેને સમજાવવામાં એક હદની કોશેશો કરી હતી. ધન, દોલત, સુખ, ચેન, પ્રેમ, ભાવ વિગેરે દુનિયાની લાલચો દેખાડી હતી. છતાં જુબેદાનું હૃદય ન પલટાવાનું હતું તે નજ પલટાયું. અંતે તે અનવર તરફ બેવફાઇ કરતા પહેલાં પોતાનાજ જીવન પર ધિક્કાર મોકલતી બોલી ઉઠી.

"ધિક્કાર મારા એવાં જીવન પર, કે જેને મેં એક

વખત મારા તનમનનો માલેક કર્યો જેને મારા હૃદયમાં સ્થાન આપ્યો અને હવે તેનાથી ફરી જાઉં ? નહીં કદી નહીં. જે દીવસે પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગશે, જે દીવસે આકાશ જમીન પર આવશે, તે દિવસે જુબેદાનું મન અનવર જેવા દૈવી પુરૂષથી ફરશે.''

"એમકે........" હવે યાકુબ ઉશ્કેરાયો તેણે ચીડાઈને કહ્યું "વારૂં ત્યારે હું પણ જોઉં છું કે તું કયાં સુધી મારી મરજીને તાબે થતી નથી, આજ સુધી તારા તરફ દયાળુ રહી મેં મારી આદતોથી વિરૂદ્ધ અને કદી નહીં વાપરેલી નમ્રતા તને દાખવી, તારા પ્રેમની હાથ જોડી ભીખ માંગી. પણ હવેજ તને સમજ પડશે કે યાકુબની મરજીનો અસ્વિકાર કરનાર શું અંજામે પહોંચે છે. તેની ઈચ્છાને ધિક્કારવાની કોશેશ માત્ર પણ કરનાર કેવી કફોડી રીતે દુઃખાય છે. યાદ રાખજે જુબેદા હું તારી જીંદગી ધૂળ કરી નાખીશ, તારૂં જીવન તારા માટે ભયંકર કહેર બનાવી દઈશ. તું એમ ન સમજતી કે "મરવાના તો સૌ કોઇ છેજ અને હું પણ તને મારીજ નાખીશ !" નહી હજુ તું મારા ભયંકર વર્તણુંકથી વાકેફ નથી, હું તારા આ ખુબસુરત ચ્હેરાને તેજાબ રેડાવી ઉંડા ચાઠા પાડી બદસુરત બનાવી દઈશ, તારા આ રેશમ જેવા વાળો પર ગરમ લાલ સળીઆના ડામો દઈ તારા માથાની ચામડીને દઝાવી વાળ વગરની કરી નાખીશ તેમજ જયાં સુધી તારૂં આ મનમોહક મુખડું બિઆમણી ચુડેલ જેવું ન બનશે ત્યાં સુધી અનેક જાતના અખતરાઓ તે પર અજમા-

વીશ, અને આજ પ્રમાણે વર્ષો સુધી તનેઅસહ્ય તકલીફો આપી છોડી દઈશ, પછી જોઇશ કે તારો અનવર કેવી રીતે તને સંઘરે છે. અને જો તે પણ કંઇ માથું ઉઠાવશે તો તેને પણ યમને બારણે પહોંચાડી દઈશ. ચાલ અત્યારે હું જાઉં છું પણ પરમ દીવસે સંપૂર્ણ વિચાર કરી રાખજે હું ફરી એક વખત આવી જઇશ."

ગુસ્સામાં આગ બનેલો ઘાતકી યાકુબ પોતાનો છેવટનો વિચાર દર્શાવી ક્રોધાવેશમાં ત્યાંથી ચાલતો થયો. તેનું ભાષણ સાંભળી ઝુબેદાના રૂવેરૂવાં ખડાં થઇ ગયાં. જે વાતો તે બોલી ગયો તે સઘળી તેની આંખો સમક્ષ આવી ઉભી, હૃદય જોરથી ધડકવા લાગ્યું, પ્રેમાવેશમાં કરડી ખાધેલી આંગળીમાં હૃદયના ધબકારા સાથે વેદના વધી ગઇ. મગજ સુન્ન પડી ગયું આંખોમાં અંધકાર આવવા લાગ્યો ફરી પરમ દીવસે થનાર જુલમનું દૃશ્ય આંખો સામે આવી ઉભું, એક ભયંકર ચીસ નિકળી પડી, અને બેભાન થઇ જમીન પર પછડાઈ ગઇ........

બસ કરો વાંચક પ્રિય આટલેથીજ અટકો. તકલીફ માટે માફી.

આ વાર્તાનો બીજો ભાગ કે જેનું નામ "પૂનર્મેળાપ" છે. આજ કીંમતે અમારે ત્યાંથી મંગાવી વાંચો, હજુ ઘણાં ભેદ ભરમો બાકી છે, આ રહસ્ય ઘણો ઉંડો છે. માટે મંગાવવા ચુકશો નહી. માટે અહીંજ તુર્કી જાસુસ.

સમાપ્ત.